# બ્રહ્મક્ષત્રિય ત્રૈમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ.

વર્ષ ૯ મું.] જાન્યુઆરી ૧૯૧૬. [અંક ૧ લો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૪-૦.

તંત્રીઃ—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ. બી.
પ્રકાશકઃ—જીવનલાલ માધવલાલ ઠાકોર,
ગાયવાડી, ગિરગામ, મુંબઈ નં. ૪.

—:૦:—



પ્રીન્ટર—મગનલાલ જેગજીવનદાસ.
પ્રેસનું નામ—શ્રી 'સરસ્વતી' પ્રેસ, ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.
પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર,
પ્રકટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગીરગામ—મુંબઇ નં૦ ૪.

# પહેલા હિંદી વડા મેજીસ્ટ્રેટ



રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડ

સી આઇ ઇ

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

પુ. ] જાનેવારી ૧૯૨૬. [ અંક ૧ લો.


## આશીષ.




( રા. ધીરજલાલ ચીમનલાલ હેસાઈ. )


( ભીષ્મ ૭૬. )

નવું રે નવું ના નવું ના નવું રે,
ભલું રે ભલે તે ભલે તે ભલું રે;
આશીષ એને ચિતથી અપાવી,
સદા ચલાવો પ્રભુ હે મુરારી. ૧

બચ્યું તે બચ્યું તો બચ્યું તે બચ્યું છે,
ખરચ્યું તે ખરચ્યું તો ખરચ્યું તે ખરચ્યું છે;
આશીષ એને સુખથી અમારી,
હવે અપાવો પ્રભુ હે મુરારી ૨

ગયું તે ગયું ના ગયું ના ગયું એ,
જતાં એ જતાં ના જરા એ ગયું એ;
આશીષ એને મનથી અપાવી,
સદા બચાવો પ્રભુ હે મુરારી. ૩

થયું તે થયું રે થયું એ થયું છે,
રહ્યું તે રહ્યું રે રહ્યું એ રહ્યું છે;
આશીષ એને દીલની અપાવી,
હવે નિભાવો પ્રભુ હે મુરારી. ૪

## હાલરડું.*

(એક બ્હેન.)

હેતે હિંચોળું વ્હાલા વીરલાને લોલ, પ્રેમે હિંચોળી ગાઉં હાલ;
વીરા બાપુડાને હો!—હેતે હિંચોળું વ્હાલા વીરલાને લોલ. ૧

યુદ્ધે મચાવે યુદ્ધ વીરલાને લોલ, પારણે મચાવે મ્હારો વીર;
વરા આલીઆને હો!—હેતે હિંચોળું વ્હાલા વીરલાને લોલ. ૨

રાજાની આરા રૈયત એકનેરે લોલ, વીરાની આશ ત્રણે લોક;
બાવે રાખતાંરે હો!—હેતે હિંચોળું૦.................... ૩

સૂર્ય ઇચ્છે છે સહુ સ્વાર્થેરે લોલ, બંધુની ઇચ્છા નિષ્કામ;
"વીરો આવશેરે હો!"—હેતે હિંચોળું૦........................ ૪

શશી શાંતી જગ જાણતીરે લોલ, વીરાની શાંતી બ્હેની ઉર;
હૈડા ઠારતીરે હો!—હેતે હિંચોળું૦.......................... ૫

સૌએ મળેછ જગે શોધતાંરે લોલ, ના મળે કંઇ માડી જાયો વીર;
ભીખ યાચતાંરે હો!—હેતે હિંચોળું૦......................... ૬

શુર-વીર-ધીર જગે શોભતારે લોલ, અમ્મર રહો નિજ નામ;
બ્હેની યાચતીરે હો!—હેતે હિંચોળું વ્હાલા વીરલાને લોલ. ૭

## બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનું હુન્નરકળાનું પ્રદર્શન.

(સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ, બી. એ.)

અમદાવાદની બ્રહ્મક્ષત્રિય યુનીયન ક્લબ તરફથી એ જ્ઞાતિનાં સ્ત્રીપુરૂષોનાં હુન્નર તથા કળાનું પ્રદર્શન નવેંબર માસમાં ભર્યું હતું. તે માટે ઇનામો તથા પ્રશસાપત્રો પણ આપવામાં આવ્યાં હતાં આવું પ્રદર્શન એ કોમનું પ્રથમ જ હતું તે જોતાં નમુનાની સંખ્યા સારી જોવામાં આવતી હતી. મુખ્યત્વે સ્ત્રીઓનાં કારીગરીના નમુના મુકેલા હતા. પુરૂષોનાં કામમાં હુન્નરના કેટલાક નમુના અને ચિત્રકામના કેટલાક નમુના હતા.

* ઇનામી હરીફાઇમાં આ હાલરડાંના લેખક બ્હેનને ઈનામ મળે છે.

પુરૂષોની બનાવેલી ચીજોમાં કળા નહીં પણ હુન્નરનો ભાગ વધારે હતો. મીલ્કફુડ, કન્ડેન્સ્ડ મીલ્ક, કાચ સાંધવાનું મિશ્રણ, અગરબત્તી, ગુલાબજળ વગેરે ઉપયોગી ચીજો યુવકોએ તૈયાર કરી હતી. આ દિશા તરફના પ્રયાસ માટે તેઓને ધન્યવાદ ઘટે છે. સાધારણ ઉપયોગની ચીજો જે સહેજ આવડત અને મહેનતથી થોડાં નાણાંમાં પેદા કરી શકાય તેને માટે બહારથી બમણાં ત્રણગણાં નાણાં ખર્ચી લાવવી પડે તેનાં કરતાં ઘરમાં બનાવી તે ઉપયોગમાં લેવાય તો પૈસાનો બચાવ થાય એ નિર્વિવાદ છે. ચિત્રકળાના નમુના નિરાશાજનક હતા. નિશાળીઆઓને બરતું કામ હતું. એને કળાના નમુના કહી ન શકાય. રા. સત્યપ્રસાદ હોલતરાય છત્રપતિએ મેજીકલેંટર્નનાં સ્લાઇડસ બનાવેલાં હતાં તે જોતાં ચિત્ત પ્રસન્ન થાય તેવું હતું. મેજીકલેન્ટર્નનાં સ્લાઈડ બનાવવામાં કોઇ અસામાન્ય કારીગરીની જરૂર નથી તથાપિ એ કાર્ય તરફ હજી આપણા લોકોની વૃત્તિ વળી નથી. આ નમુનાઓમાં કેટલાંક રવિવર્માનાં ચિત્રો, અમદાવાદના દેખાવો વગેરે સારાં ચિત્રો હતા. એવા મનોરંજક વિષયમાં પ્રવેશ કરવા માટે તે ગૃહસ્થને મુબારકબાદી ઘટે છે.

સ્ત્રીઓની કારીગરીના નમુનાઓની પુષ્કળ સંખ્યા હતી. પરંતુ એવું કહેવું જરૂરનું છે કે આખા પ્રદર્શનમાં શ્રેષ્ઠ જેને કહી શકીએ અગર ઉડીને આંખે વળગે એવો કોઇ પણ નમુનો તેમાં નહોતો; વળી જે જાતના કામમાં વધારે આવડત અને વધારે કારીગરીનો તથા સ્વભાવિક સૌન્દર્યોત્પાદક શક્તિનો ખપ પડે છે તેવાં થોડાં કામ હતાં રેશમ તથા જીકનું ઉંચા પ્રકારનું ભરત કેવળ નહીં જેવું હતું. વળી ઘરના ઉપયોગમાં શીવણ કામની વિશેષ જરૂર છે તથાપિ શીવણ કામના નમુના જુજ હતા. જે હતા તે સારા પ્રકારના હતા એમ કહેવાની જરૂર છે પાક વિધિના નમુના જેવા કે મુરબ્બા, મીઠાઇ, પાક, તિલ, ગુડ વગેરે ચીજો તરફ હવે પછી ધ્યાન આપવામાં આવશે એવી આશા રાખીએ છીએ. ચિત્ર કામના પણ બહુજ થોડા નમુનાઓ હતા. દૃશ્ય લલિત કળાઓમાં ચિત્રકળા શ્રેષ્ઠ પંક્તિમાં મૂકી શકાય પણ તે કળાનું શિક્ષણ કન્યાઓને ન મળતું હોવાથી તેઓ સ્વાભાવિક રીતે તેમાં પછાત હોયજ. છતાં રંગોળી સાથીઆ એવું કાંઇક હોત તો ચિત્તાકર્ષક થાત. ઉનના ગુંથણ કામના નમુના પણ પ્રમાણમાં ઓછા હતાં. દોરાના કામના કાંઇક વધારે હતા. તથાપિ એ કામમાં વધારે બારીક કૃતિઓ અને સફાઇદાર નમુના હોવાની અપેક્ષા રહે છે. સૌથી વધારે નમુના કીડીઆં, દાણા અને મણકાના હશે એમ દેખાતું હતું. એ કામ હાલમાં બધી સ્ત્રીઓમાં માનીતું થઇ પડેલું છે તેથી એનાં

કરનારાં વધારે હશે. તેમજ તેમાં ઘણી થોડી મહેનત અને આવડતનો ખપ પડે છે રેશમના ભરતમાં કુદરતી રંગ ઘટાડી ટાંકા લેવામાં અથવા ઝીકના ભરતમાં શોભિતા ઘાટ બનાવવામાં જે નિપુણતા જોઇએ છે તે દાણામાં જોઈતી નથી. માત્ર નમુના જોવાથી સાધારણ સફાઇવાળું કામ થઇ શકે છે એથી ઘર શણગારની અનેક ચીજો અલ્પ સમયમાં થઇ શકે છે માટે તે કામ કરનારાંને નિરુત્સાહી કરવાની જરૂર નથી. તથાપિ કળામાં આગળ વધવા માટે રેશમનું તથા ઝીકનું ભરત કામ, અને ચિત્રકામ એપર વધારે ધ્યાન આપવાની સર્વ બ્હેનોને ભલામણ છે. વળી ભરત કામ શણગારને માટે જરૂરનું છે અને પ્રસંગવશાત્ નિર્વાહ માટે પણ ખપ આવે તેવું છે, તોપણ શીવણ કામને વિસારી મૂકવા જેવું નથી. હમેશના ઉપયોગમાં એની જરૂરીઆત છે. તેમાં પણ કળાયુક્ત કામ થઈ શકે છે અને ખીલેલી બુદ્ધિ તેમાં જાત જાતની ઘટનાઓ કરી શકે છે.

દાણાના કામમાં પડદા તોરણો કેટલાંક ઘણાં સુંદર હતાં. મણકાનાં ઝુમર પણ આકર્ષક હતાં અને કીડીઆનાં ઝાડ માંડવા વગેરે શોભિતાં હતાં. .

કેટલીક ન્હાની ઉમરની બાળાઓનાં કામ પણ તેમની ઉમરના પ્રમાણમાં વખાણવા યોગ્ય હતાં. પ્રદર્શન ગોઠવવામાં ઘટતી વ્યવસ્થાથી સુંદરતામાં વધારો થયો હતો.

આવાં પ્રદર્શનોના અનેક લાભ છે. તે ગણાવવાની અગત્ય નથી. એથી ઉત્સાહ વધી દરેક કારીગર પોતાની તમામ શક્તિનો ઉપયોગ કરે છે. પોતાનાથી સારામાં સારૂં કેટલું થઇ શકશે એ હેતુ લક્ષમાં રાખી યોગ્ય સ્પર્ધાથી હોરઇ ઉત્તમ પ્રતિના નમુના તે બનાવી શકે છે. બીજાની કારીગરીઓ જોવાનો પ્રસંગ પણ આવાં પ્રદર્શનોથી મળે છે. નવું શીખવાનું અને જાણવાનું પ્રાપ્ત થાય છે. કામ કરનારને ઉત્તેજન મળી તેઓ હુન્નરકળામાં આગળ વધવાને પ્રેરાય છે. માટે કેટલાક સમયને અંતરે હુન્નર કળામાં આપણી પ્રગતિ જાણવા એવા પ્રદર્શન ભરવાં જોઇએ. પરંતુ તેમાં અમુક કોમ કે જ્ઞાતિની સાંકડી મર્યાદા ન બાંધતાં વિસ્તારી સ્વરૂપ આપવાથી પ્રદર્શનોના સર્વ લાભ વધારે અંશે મેળવી શકાય તેમ છે.

# હીંદના અપ્રકાશીત દીવાઓ.*

( સૌ. મનહરગૌરી દેસાઈ. )

તા. ૬ ઠ્ઠી જુલાઇ ૧૯૧૫ ને દિવસે શ્રીમતી સરોજની દેવીને કૉલેજ હોલમાં ગંટુરની પ્રજા તરફથી મી૦ કે. કોટલીંગમના પ્રમુખપદ નીચે માનપત્ર આપવામાં આવ્યું હતું. જે વખતે હૉલ ચીકાર જનસમુદાયથી ભરાઇ ગયો હતો કે ત્યાં ઉભા રહેવાને ભાગ્યે જગ્યા દ્રષ્ટીગોચર થતી.

મ્યુનીસીપાલીટીના ઉપપ્રમુખ મી૦ કે. હનમંતરાવે નીચે પ્રમાણે માનપત્ર વાંચ્યું હતું.

**શ્રીમતી સરોજની દેવી,**

"વ્હાલી બ્હેન ! આ પુરાણા ઐતીહાસીક ગંટુર શહેરના અમે શહેરીઓ મહાન્ આનંદ અને માનની લાગણીથી તમને આવકાર આપીએ છીએ.

અમે તમને તમારા સુંદર કાવ્યોથી અને લેખોથી ઘણા સમયથી ઓળખીએ છીએ, અને તમારી સાદી રસમય ભાષા ને ઉમદા વિચારોથી રસીલી હોવાને લીધે વખાણીએ છીએ.

તમારા ઘણા પ્રસંગે ઘણે સ્થળે અપાએલાં ભાષણો મગરૂરીથી અમે વાંચ્યા છે અને પશ્ચિમના દેશોમાં ને હીંદમાં તેથી જે લાયકીભરી વિખ્યાતી તમે મેળવી છે તે સાંભળી અમે મગરૂર થયા છીએ. કીંતુ હજી સુધી તમારી મધુરી વાણી અને રસીક ભાષા પ્રત્યક્ષ રીતે સાંભળવાનો લાભ મળ્યો નથી તે આજે મળે છે.

તમારી ઊંચા પ્રકારની વિદ્વત્તા, સ્વતંત્ર વિચારો, ભાષાની પવિત્રતા, એ બધા તમારા ઊંચા આદર્શો અમને વિસ્તૃત કેળવણી દર્શાવી આપે છે.

મધુરતા, વિચારો અને કેળવણીમાં, તમારાથી ચઢતા અગર તમારી બરોબરી કરી શકે તેવાં થોડાંજ સ્ત્રી પુરૂષો હશે. તેથી અમારા હ્રદયો આનંદની લાગણીથી ઉભરાઇ જાય છે.

---

* કન્યાકેળવણી માટે શ્રીમતી સરોજની નાઇડુના વિચારો. દૈનિક પત્ર ન્યુ ઇન્ડિયા ઉપરથી.

વ્હાલી બ્હેન! તમારામાંના એક પણ સદગુણનો વિચાર કરતાં આ બંગ પડેલી હીંદ ભૂમીમાં કે જ્યાં સ્ત્રીઓ ખાસ કરીને પછાત છે. ત્યાં અમે તમને સંપૂર્ણ આદર્શ-જીવન તરીકે જોઇએ છીએ કે અન્ય હીંદની સ્ત્રીઓને તમે દાખલારૂપ છો, અમારા હૃદયની લાગણીથી વ્હાલી બ્હેન, તમારો ઉપકાર માનીએ છીએ.

નૂતન હીંદની ઉન્નતિમાં તમે જે માયાળુ લાગણીથી રસ લો છો, અને અમારા શહેરને મુલાકાત આપી અમને આભારી કર્યાં તેથી તમારા તે કામમાં મંડયા રહેવાને તમને લાંબુ આયુષ્ય ઇશ્વર બક્ષે એમ ઇચ્છીએ છીએ.

**અમે છીએ 'વ્હાલી બ્હેન ગંતુરના ભાઇઓ અને બ્હેનો.**

ઉપલા માનપત્રના જવાબમાં **મીસીસ સરોજની નાઈડુ** બોલ્યાં હતાં:—

"જે આવકાર આજે તમે મ્હને સાચા હૃદયની લાગણીથી આપ્યો છે તેથી હું મ્હારી જાતને કેટલી બધી ભાગ્યશાળી સમજું છું તે હું ભાગ્યેજ કહી શકું તેમ છું. હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં આવો ભભકાભર્યો અને ઉદાર અવકાશ મળે છે તે મ્હને જાતને નથી મળતો પણ સમસ્ત હીંદની સ્ત્રી જાતીના હીંદના પુરૂષ વર્ગની લાગણીના નિશાન તરીકે મળે છે બંગ ભૂમીમાં જાઓ ત્યાં તમે સરોવરમાં કમળની માફક **મહાન્ અધ્યાત્મિક આદર્શવાળી સ્ત્રીઓ** જોશો મળબાર જાઓ અગર હીંદના કોઇપણ ભાગમાં જશો તો શું તમે એમ ધારો છો કે જેયા રૂગને સ્વઓ. ને નામો આપણા હીંદના અસલના સાહિત્યના અમર ગ્રંથ છે તેવા જ્વલંત આદર્શો વિનાનું એક ગૃહ છે? હીંદ ભૂમીમા આજે આ છેડેથી તે પેલે છેડે સુધી ભલે ગરીબ અગર તવંગર એક ગૃહ એવું નથી કે જ્યાં અસલની સતીઓ **સીતા** અને **સાવીત્રીના** સમય કરતાં **સ્ત્રીઓની** મહત્તા ઓછી મનાતી હોય.

સદીએના અનુભવથી દુનિયાના મહાન સુધારા અને વધતી જતી જવાબદારીથી આપણો અનુભવ જુનો છે.

જે તકો તમને તેથી મળી છે તે તકો સ્ત્રીઓને તમે આપી નથી કે જે તમારે આપવાની ફરજ હતી.

તેમના આત્મામાં છુપાએલા સદ્‌ગુણો જાગૃત કરવાને અને તેમની જાતને સંપૂર્ણ કરવાની ખાસ જરૂર હતી.

રોમની સત્તા નાશ થઇ, કારણ કે તેમને સુધારો અને તેમના આદર્શો અધ્યાત્મિક નહતા, કિંતુ બુદ્ધિના હતા. ગ્રીસ અને રોમની કીર્ત્તિ સદીઓ થયાં નાશ થયેલી હોવાથી આજે ફરી જાગૃત કરી શકાય તેમ નથી. કારણ કે તેમાં અધ્યાત્મિક તત્વની ખામી હતી. પરદેશી સંગ્રહસ્થાનમાં ભાગેલા પુતળાને ફરીથી ગોઠવીએ તેવી રીતે તેમની મહત્તા નષ્ટ થઇ છે, અને ઇતિહાસના સ્મારક તરીકે માત્ર મનાય છે. પરંતુ ખરૂં માનજો કે કમાવાને માટે જે માણસો જાય છે તે ગ્રહદેવતા જાગૃત રાખી શકતા નથી. તેજ પ્રમાણે અસ્તિત્વ ટકાવવાના સ્પષ્ટ ખ્યાલમાં જેમણે ભૂલો કરી છે તેમણે જાણવું જોઇએ કે, તેમના અધ્યાત્મિક અર્ધાં અંગો કે જે ઘેર રાખેલાં હોય છે, અને જે અધ્યાત્મિક સહજીવને કુટુંબના પંચાયતન બાળગોપાળરૂપી દેવતાને પોષે છે, અને તેથી કરી તમારે તેમને તેમના મહાન આદર્શો સમજવાને તક આપવી જોઇએ. એમ કર્યાથી "આપણી સ્ત્રીઓ પછાત છે" એવા ઉદ્ગારો હું ખાત્રીથી કહું છું કે તમે કાઢશો નહી

તેઓ પછાત છે, કારણ કે તેમની પાસે પ્રકાશ માટે દીવા નથી ? ના ! સળગાવવાને દીવેટ નથી, કારણ કે પ્રકાશ માટે તકરૂપી તેલની જરૂર છે, તે તમે તેમને આપતા નથી, કે જેથી કરીને દીવાઓની જ્યોત પ્રકાશે છે. ઘણીએ સારા મથાળાવાળી ચોપડીઓ છે, પરંતુ રસ્કીનના* "બંધારણના સાત દીવા" એ નામના પુસ્તક જેવું વધારે આદર્શક પુસ્તક એકે હોય એમ હું ધારતી નથી. પરંતુ આપણી સમક્ષ આપણા બંધારણમાં અપ્રકાશિત સાત લાખ દીવાઓ છે; અપ્રકાશિત છે કારણ કે તમે તેમની જ્યોત પ્રકટે તેટલા માટે તકરૂપી તેલ આપ્યું નથી. જો "બંધારણના સાત દીવાથી" આખી પશ્ચિમની પ્રજા પ્રકાશિત છે તો મ્હારા મિત્રો વિચાર કરો કે રાષ્ટ્રીય બંધારણ અને મનુષ્યત્વને ખાતર સાત લાખ દીવાઓ પ્રકાશિત કરવામાં આવે તો તેના ઝગઝગતા પ્રકાશથી આખી દુનિઆ પ્રકાશિત થશે. હું તો ફક્ત એક માટીનું કોડીઉં છું, પરંતુ તક વિનાના હજારો સુવર્ણના પાત્રો તમારી સમક્ષ છુપાએલાં છે. તમારો ઉપકાર માનવાને બદલે હું તમને ઠપકો આપું છું, કારણ કે હજારો સુવર્ણના પાત્રો દીવાઓ માટે હોવા છતાં માટીના કોડીઆથી તમો

* ( Seven lamps of architecture by Ruskin ).

સંતોષ પામો છો, મ્હને તમને વિનંતી કરવા દો કે મ્હેં જે ટુંકા આદર્શોથી ફત્તેહ મેળવી છે તેથી તમે સંતોષ પામી બેસી રહેશો નહીં.

હીંદ ભૂમી તેની પુરાણી મહત્તાથી ઉન્નતિ ક્રમપર આવશે નહીં. જે પ્રકાશની જરૂર છે, તે પ્રકાશ આપવાનો તમારા હાથમાં છે. અને માત્ર તેજ પ્રકાશથી આપણી ઉંઘતી માતૃભૂમિને જાગૃત કરી શકીશું.

—— ——o—— ——

## કરોડાધીપતિના શુકનો.

(સંપાદકઃ—રા. ચીમનલાલ હરદેવરામ.)

સ્કૉટલાંડના વતની મી૦ એંડ્રુ કારનેજી અમેરીકા આદી પ્રદેશોમાં કરોડો રૂપીઆનો વેપાર કરી જગતમા આજે આ જમાનાના કુબેરની પદ્વી ભોગવે છે. તેઓએ પોતાની સડસેઠમી વર્ષગાંઠે નીચે મુજબનાં કેટલાંક બોધ વચનો કહ્યાં હતાંઃ—

તમારી પુંજી પ્રમાણે ખર્ચ કરજો.

પોતાનું કામ થયું તેટલેથી સતોષ માની બેસી રહેશો નહીં. કેમકે જે ઘોડો મજલ પહોંચ્યા પછી પણ અગાડી જવા ડોકું કહાડે છે તેજ ખરો યશસ્વી નીવડે છે.

શેઠની અવગણના થાય તોપણ હુકમ પ્રમાણે જ કરવું એવું સુત્ર પકડી બેસશો નહીં. પોતાના ડાહપણનો ઉપયોગ કરો. તેને કહો કે મ્હારા ખાતાની મ્હને જેટલી માહીતી છે તેટલી તમને નથી. આ વાત તેને તે વખતે પસંદ પડશે નહીં. પરંતુ તે વાત તે યાદ રાખશે અને કોઇ વખત તે તમને બક્ષિસ આપશે.

કેટલાક માણસોએ જગત ઉપર મોટો ઉપકાર કરેલો છે તે લોકો કેવળ ઘણા પૈસા મેળવનાર નહીં હતાં. પૈસા મેળવવા એ સામાન્ય બુદ્ધિના માણસનું કામ છે. પૈસો મેળવવો તેના કરતાં તેનો સદ્ઉપયોગ કરવો તેમાં વધારે ડાહપણની જરૂર છે, અને તે થોડામાંજ હોય છે.

——o——

# બાળકોને કહેવાની વાર્તા.*

(એક બ્હેન.)

## "ઈશ્વર પળમાં ચાહાસો કરે."

"હમેશાં વાંચ્યા કરતાં સાંભળેલું બહુ સારી અસર કરે છે અને તેમાં 'ચરિત્ર' કે વાર્તાથી સાંભળવામાં બહુ આનંદ અને રસ ઉપજે છે" વાનપ્રસ્થાશ્રમી શ્રિયુત નંદરામ ચાચા આવાજ વિચારવાળા હોવાથી દરરોજ સાંજના પોતાની પાસે 'બાલકલબ' ભેગી કરતા અને કાંઇક કાંઇક વાર્તાઓ, ટુચકાઓ કહી ગમ્મત સાથે જ્ઞાન આપતા.

નિયમ પ્રમાણે રાત્રે છોકરાં ભેગાં થયા તેમાં બાલુ બોલી ઉઠયો કે, દાદાજી! આજે નિશાળમાં માસ્તરે અમને કહ્યું કે, **પ્રભુની ઈચ્છા પ્રમાણેજ બધું થયા કરે છે.** મ્હેં પૂછ્યું, તે શાથી? ત્યારે તેમણે કહ્યું કે, હજી તમારે તે સમજવાની વાર છે. તે, દાદાજી! ત્હમે અમને કહોને?

દાદાજી—હા દિકરા. સાંભળ! ત્હેં ઠીક પૂછ્યું, માસ્તરે ના સમજાવ્યું તો હું ત્હને તે ઉપર એક વાત કહીશ તેથી તમને બધાંને તે સમજાઇ જશે.

"એક વખત ઇરાનનો બાદશાહ પોતાનું ધર્મ પુસ્તક–કુરાન–વાંચતો હતો તેમાં એવું આવ્યું કે, '**ઈશ્વર પળમાં ચાહાસો કરે**' આ વાંચીને ત્હેને અભીમાન આવ્યું કે ઇશ્વર શું કરી શકે? હું ધારૂં તે થાય કે કોઇને ફાંસીએ પણ ચઢાવું અને કોઇને દિવાન પણ નીમું.

એક વખત તે પોતાના બગીચામાં બેઠો હતો ત્યાં એક જાતનું પક્ષી આવ્યું. બાદશાહને આ પક્ષિને લઇ પોતાના સંગ્રહસ્થાનમાં મુકવાનું મન થયું; તેથી બાદશાહ જેવા એને ઝાલવા જાય છે તેવું ઝડપ લેતે કે પક્ષીજ ત્હેને લઇને ઉડી ગયું અને રોમના નગર બ્હાર બાદશાહને મુકયા. શિયાળાની રૂતુ હતી અને મધ્ય રાત થઇ હતી, નગરમાં જવાની આશા છોડી, રાતની રાત ટાઢે ઠુંઠવાતા તે ત્યાંજ પડી રહ્યા. સ્હેજસાજ ઊંઘ આવી ન આવી એટલામાં એવું બન્યું કે રોમનાજ બાદશાહને ત્યાંથી ચાર ચોરો ચોરી કરીને, જ્યાં આ બાદશાહ સુતો હતો ત્યાં થઇને જતા હતા. તેમણે આ લાગ બરાબર સાધી

* ઇનામી હરીફાઇમાં આ વાર્તાનાં લેખકને ઇનામ મળે છે.

બાદશાહની કિમતી શાલ તેનાપર ઓરાઢી ત્યાંથી રવાના થઈ ગયા. વ્હાણું વાતાં જ્યારે રાજા તરફથી માણસો પગલું કાઢતાં નિકળ્યાં ત્યારે આ શાલ ઓઢીને સુતેલો માણસ દીઠો, એને ચોર જાણીને બાદશાહની સામું ખડો કર્યો. બાદશાહે મુદ્દો મળવાથી તેને ચોરંગ કરવાની (હાથ પગ કાપી નાંખવાની) શિક્ષા ફરમાવી. તે ઉપરથી અધીકારીઓએ તેમ કર્યું. આ ઇરાનનો બાદશાહ જુઓ! કયાં તેનું રાજ્યાસન? અને કયાં તેનાં હાથપગ કાપવા? આ ઇરાનના બાદશાહને હવે આપણે ચોરંગ કહીશું તેને રાજમહેલ પાછળ એક ઓરડીમાં રહેઠાણ આપ્યું હતું; ત્યાં બીચારો કેટલાક દિવસ રહ્યા. એક દિવસ એક ઘાંચી તે રસ્તે થઇને જતો હતો, તેને આ ચોરંગને જોઇને દયા આવી તેથી પોતાને ત્યાંથી એક લુગડાંનો કકડો ચોખ્ખા તેલમાં બોળી એક પાટો બનાવી લાવ્યો. લાગટ બેચાર દિવસ તેને બાંધવાથી રૂઝ આવી. અહીં ઘાંચીને ઘેર તેણે આવો પરમાર્થ કર્યો તેથી આવક વધવા માંડી; આથી ઘાંચીને તેના તરફની દયા વધવા માંડી. તે એક દિવસ રાજા પાસે જઈને કહેવા લાગ્યો કે, જહાંપનાહ! જો હરકત ના હોય તો હું આ ચોરંગને મ્હારે ત્યાં લઇ જાઉં, એ બિચારો અહીં ભુખે મરે છે, તેથી હું તેને ખાવાનું આપીશ, અને તે મ્હારી ઘાણી ફેરવવામાં મ્હને મદદ પણ કરી શકશે. રાજાએ તેમા કંઇ પણ વાંધો ના લીધો તેથી તે ચોરંગને પોતાને ત્યાં લઈ ગયો અને ટોપલામાં બેસાડી ઘાણી ઉપર મુકતો, એટલે ઘાણી ફરતી. આવી રીતે ઘાંચીને ઘેર રહી ચોરંગ પોતાનું પેટ ભરવા લાગ્યો. જ્યાં આગળ આ ઘાંચીની ઘાણી ફરતી હતી તેની બરાબર સ્હામુંજ રાજમહેલના જનાનાની બારી હતી. તેમાં બેસી રાજકુંવરી દરરોજ કુરાન વાંચતી હતી, વાચતાં વાંચતાં તેણીને જો કાઇ ભુલ પડતી તો આપણો આ ચોરંગ તે સુધારતો. આવું કેટલોક વખત બન્યું તેથી રાજકુંવરીને લાગ્યુ કે આ કોઇ ધર્માત્મા છે, માટે એની પાસે હું કુરાન ભણુ તો સારું, તેણીએ આ ઇચ્છા રાજાને જણાવી. રાજાએ હા કહી, એટલે દરરોજ તે, સ્હવારમાં ચોરંગને પોતાની પાસે ઉંચકાવી મંગાવતી અને ભણતી-એક દિવસ ભણતાં ભણતાં એવું આવ્યું કે, '**ઈશ્વર પળમાં આહસો કરે**' આ વાંચીને ચોરંગને ઘણું હસવું આવ્યું. એનું કારણ કુંવરીએ તેને પૂછયું, ત્યારે તેણે કહ્યું કે, 'આ શબ્દોએજ મ્હારી આ સ્થિતિ આણી છે. કુંવરીએ પૂછયું કે, 'કેમ શી રીતે?' ત્યારે ચોરંગે અત્યાર સુધીમાં બનેલી તમામ હકીકત કહી. આ સાંભળી કુંવરી ઘણા જ વિચારમાં પડી ગઇ, તેણીએ તુરત તો તેને જવાની રજા આપી. પોતે એકાન્તમાં

પોતાના પિતાને મળી અને ચોરંગની સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા જણાવી. પિતાએ, તે ચોરંગ છે, અને કેદી છે તેથી તેમાં સંમતિ આપી નહિ. પણ કુંવરીએ દુરાગ્રહ કર્યો એટલે પિતાએ ગુસ્સે થઈ તેને નગર બ્હાર રહેવાનો હુકમ આપ્યો. આ વાત કબુલ કરી **ચોરંગ**ની સાથે રહી. બાદશાહ દરરોજ બે જણ જેટલું સાદું ભોજન મોકલતો હતો, તે તેઓ જમતાં. એક દિવસે ચાર ફરીયાદી બાદશાહની સભામાં ગયા બાદશાહે તેમને પૂછયું કે, તમે શી ફર્યાદ લાવ્યા છો ? ત્યારે તે વારાફરતી બોલ્યા કે, અમે **નશીબ, બુદ્ધિ, લક્ષ્મી અને તંદુરસ્તી** છીએ, બાદશાહે તેમને આદરપૂર્વક કહ્યું કે, આવો અને મ્હારા રાજ્યમાં રહો. કારણ કે અહીં કમનશીબ, બુદ્ધિહીન, નિર્ધન અને રોગી ઘણાં છે તેથી તમારી જરૂર છે. ત્યારે તે ચારેએ કહ્યું કે, ત્હમે યોગ્ય ઈન્સાફ આપી સકશો નહીં, માટે અમે તો ઇરાનના બાદશાહ પાસે જઇએ છીએ. બાદશાહના મનમાં વિચાર આવ્યો કે, વળી અહીં ઇરાનનો બાદશાહ કેવો ? ચાલ જોઉં તો ખરો. તે છુપા વેશે આ ચાર ફરીયાદીઓની પાછળ પાછળ ગયો તો તેમણે નગર બ્હાર ચોરંગની ઝુંપડી આગળ આવી ફરીયાદ ! ફરીયાદ ! ! કરી બુમો પાડી. તુરત ચોરંગે તેમને અંદર બોલાવ્યા અને ફરીયાદની વાત પૂછતાં પહેલાં કહ્યું કે, અત્યારે મારી પાસે રાજ્યસિંહાસન, રાજ્યમુગટ કે રાજ્યદંડ નથી, તેથી હું તમોને ન્યાય આપવાને યોગ્ય નથી. જાઓ, રૂમના બાદશાહની પાસે. ફરીયાદીઓએ તેમને એક પાસે જંગલમાંથી લાકડાનું ગચ્છુ લાવી તે ઉપર બેસાડયા, અને એક હાથમાં લાકડી આપી. વનમાંથી મોરનાં પીછાં લાવી તેનો મુગટ બનાવ્યો આવી રીતે તેને રાજા નીમી પોતે પોતાની ફરીયાદ રજુ કરી.

પહેલો ફરીયાદી—મહારાજ ! હું નશીબ છું અને મ્હને આશ્રય મળવો જોઇએ.

બીજો ,, —મહારાજ ! બુદ્ધિ છું અને આપની પાસે રહેવા માંગુ છું.

ત્રીજો ,, —રાજાધિરાજ ! હું લક્ષ્મી આપની ચરણ સેવા કરવા આવી છું,..........ચોરંગે તે ત્રણેને આગળ બોલતાં અટકાવીને કહ્યું કે, બસ જાઓ અહિંથી મ્હારે તમારૂં કામ નથી. કારણ કે હું ઈરાનનો બાદશાહ પરરાજ્યમાં કેદ ભોગવું ત્યારે નશીબ કયાં ગયું હતું ? બીન વાંકે ગુનેહગાર ઠરાવી મ્હને ચોરંગ બનાવ્યો ત્યારે બુદ્ધિ પણ કયાં ગઇ હતી ? અને ધૂર્ત લક્ષ્મી ! ત્હે તો મ્હને મોહમાં ફસાવી, અભીમાન કરાવી, આવી પાયમાલીની સ્થિતિ ઉપર આણી મુકયો છે માટે મ્હારે તમારા ત્રણેમાંથી એકેનું કામ નથી.

આ ચોથો કોણ છે ? ચોથો ફરીયાદી—પરવરદિગાર ! હું તન્દુરસ્તી પોતે છું હુકમ ફરમાવો ! બાદશાહ આનાથી તો પ્રસન્ન થયો અને કહ્યું કે તું અહિંજ રહે તારાથી હું આ ત્રણેને પ્રાપ્ત કરી શકીશ. જેવી તંદુરસ્તી ચોરંગની સેવામાં રજુ થઇ કે તરત તે હાથે પગે સાજો તાજો થઇ ગયો.

આ બધો ખેલ રૌમનો બાદશાહ છુપાઇને જોતો હતો તે તુરત આગળ આવી ઇરાનના બાદશાહની માફી માગવા લાગ્યો, અને પોતાની ભુલની ક્ષમા માગી ત્યાંથી તે બન્નેને દરબારી ઉતારામાં લઈ જઇ, અતી ઠાઠમાઠથી પોતાની કુંવરીના લગ્ન કર્યાં.

ત્યાર પછી કેટલોક વખત વહી ગયા પછી ઇરાનનો રાજા પાછો નગરના દરવાજા આગળ આવીને ફરતો હતો તેવામાં પેલુંજ પક્ષી કે જેણે તેને અહિં આણી મુકયો હતો, તે ત્યાં આવ્યું. રાજાની ઇચ્છા પાછું તેને પકડવાની થઈ, કે આ પક્ષીના પરાક્રમ બળે હું અહિં આટલો અનુભવ કરી ચુકયો; જોઇએ ફરીથી તે કયાં લઈ જાય છે ? જેવા રાજા તેને ઝાલવા જાય છે કે તરત પક્ષી બાદશાહને, પોતાની પીઠ કે જે ઉંટ જેવી હતી તેના ઉપર નાંખીને ઉડયું, તે ઠેક ઇરાનના રાજય મહેલના બાગમાં લાવીને રાજાને મુકયા. રાજાએ તેને પકડી રાખ્યું અને પુછયું કે, મ્હને લાવનાર અને લઇ જનાર સોના જેવી પાંખોવાળા અને સૂર્ય સમાન કાંતીવાળા હે પક્ષીરાજ ! ત્હમે કોણ છો તે કહો ? મ્હને તમારી અદ્ભુત બુદ્ધિ અને અપુર્વ રૂપ તથા શક્તિ જોઇ આનંદ અને ભક્તિ ઉપજે છે.

આ સાંભળી પક્ષીને વાચા થઇને તે ખડખડાટ હસ્યું અને બોલ્યું કે, હે રાજા ! ત્હને જેણે રાજય આપ્યું છે અને, જેને તું કુરાનમાં ઇશ્વર, ઇશ્વર, કહીને વાંચે છે તે ઇશ્વરનો હું દુત છુ તેની ઈચ્છાથી અને હુકમથી હું આવીને તને લઈ ગયો હવે તને દુનિઆનો અનુભવ કરાવવાનો પુરો થઇ જવાથી તેની આજ્ઞાથી હું તને અહિં ત્હારા રાજ્યમાં પાછો મુંકુ છું. મ્હેં મ્હારી ફરજ બજાવી છે અને હવે તું પણ ત્હારી ફરજ બજાવજે. હું હવે જાઉં છું આટલું કહી તે પક્ષી ઉડી ગયું.

પક્ષીના ગયા પછી થોડીવાર તે ચિત્રેલા પુતળાની માફક તેની પાછળ જોઇ રહ્યો તો આકાશમાં અસંખ્ય દિવાઓ જેવો પ્રકાશ થઇ રહ્યો હતો. અને તે તેજમાં પક્ષીને બદલે કોઇ મહા તેજસ્વી પુરૂષ લાંબો હાથ કરી રાજાને આશીર્વાદ આપતો હોય એમ જણાતું હતું. ધીમે ધીમે તે બધું જતું રહ્યું.

થોડી વારે રાજા દરબારમાં આવ્યો. પરમેશ્વરની ખુબી કેવી છે? દરબારમાં જુએ છે તો દરબાર ભરાએલોજ છે, ત્યાં આવી પોતે બનેલી હકીકત અને પક્ષીની વાત કરી. આ સાંભળી સઘળા સમાજનો ચકીત થયા. દિવાને કહ્યુ મહારાજાધિરાજ! કાંઇ તબીયત નરમ છે? જો તેમ હોય તો આ રાજવૈદ્ય અહીં હાજર છે, આ આપ શું બોલો છો? રોગ શું? લગ્ન શું? પક્ષી કેવું? આપ તો અહીંજ અમારો ઇન્સાફ કરોછોને?

પરંતુ એક ફકીર જે અહોનિશ સભામાં આવતો હતો તેણે કહ્યું કે રાજા કહે છે તે વાત સાચી છે. આથી આશ્ચર્ય પામી દરેક સભાસદ મોટેથી પુકારી ઉઠયા કે ખરી વાત છે કે,. **ઇશ્વર પળમાં આહાસો કરે.**

ત્યાર પછી દિવાન રાણીને ઘણા ઠાઠમાઠથી તેડી આવ્યો, અને તે ઘણાં વર્ષ સુધી રાજ ચલાવી અંતે સુખથી મરણ પામ્યાં."

કેમ છોકરાં? વાત ગમીને? કેવી સારી છે? ડોસા વાત પૂરી કરતાં બોલ્યા.

**બાલુ**—હા દાદાજી! બહુ સારી છે હવે મ્હને સમજાયું કે, **ઇશ્વર કરે તે પ્રમાણે થાય છે.**

**રસુ**—દાદાજી! પણ મ્હને તો પેલો ધાંચી બહુ સારો લાગ્યો કેવો દયાળુ?

**હરિવદન**—હા, પણ પેલા ફરીયાદીની વાતમાં તમને સમજણ પડી? અમારી ચોપીમાં આવ્યું હતું કે "પહેલું સુખ તે જાતે નર્યા" તે પ્રમાણે તંદુરસ્તી તે જ બધું સુખ આપશે. નશીબે સારૂં થાય, પૈસોએ પેદા કરાય અને બુદ્ધિ પણ સારી રહે.

**ચંદ્રકાન્ત**—હા, મોટા ચાચાએ નશીબ ઉપર આધાર રાખવાની ના કહી છે. પૈસાની લાલચ રાખીએ છીએ તો વહે છે, અને દરરોજ વાતો કરી રહ્યા પછી બુદ્ધિ સારી રાખજો, સારી રાખજો એમ કહે છે.

**રસુ**—ને હા, આજે શરીર સારૂં રાખવાનું કહ્યું કેમ ખરૂંને દાદાજી!

**નંદરાય ચાચા**—હા, શરીર સુધારવું, દયાળુ થવું અને ઈશ્વર ઉપર આધીન રાખવું જોઇએ.

———o———

કરતા હતા. એક માણસે મ્હને પુછયું કે સાકરલાલના માહાદેવ કયાં છે ? ત્યારે મ્હારા જાણવામાં આવ્યું. બીજું એ માહાદેવની બહાર મેડી ઉપર એક માહારાજ ( સન્યાસી ) રહે છે તેમના કબજામાં ઉપરના ૨ રૂમ અને નીચેના ઓટલા ઉપરના ૨ રૂમ એ રીતે ૪ રૂમ છે જે મ્હારા સાંભળવા પ્રમાણે એ કંઇ ભાડું આપતા નથી. અને સાકરલાલ શેઠની પરવાનગીથી રહે છે. હવે જયારે એ ન્યાતનું મકાન છે તો આજે કેટલા વર્ષથી વગર ભાડે રહે છે તો આવી રીતે રાખવાને ન્યાતની પરવાનગી માંગવી જોઈએ અગર રીતસર ભાડાચીઠી લખાવીને ભાડું લેવું જોઈએ.

જો ભાડાચીઠી પણ ના હોય અને ભાડું પણ ના લઇએ તો કાળે કરીને એ પણ એટલા મકાનના ધણી થઇ પડે આવા દાખલા ઘણા બને છે. વાસ્તે આ વાત પણ ધ્યાનમા લેવા જેવી છે, આ બાબતતો સ્થાવર મીલકત વીશે આવી હવે આપણે જંગમ મીલકત બાબત વીચાર કરીએ,

ન્યાતના વાસણો કેટલા છે તેનું લીસ્ટ બરાબર રહેવું જોઇએ. ભાંગ્યું તુટયું જોવું જોઇએ. દુરસ્ત કરાવવા જેવું હોય તે કરવું જોઇએ. તેવીજ રીતે માહાદેવના પુજાના વાસણો, હાંડીયો, તકતા તેનું પણ બરાબર લીસ્ટ રહેવું જોઇએ. જાજમ, શેત્રંજી વગેરે જે હોય તેના ઉપર બરાબર નામ વીગેરે ન હોય તેના ઉપર બરાબર નામ વીગેરે હોવા જોઇએ.

ન્યાતના પાટીયાં કેટલા હતા અને કેટલા હાલ છે અને બાકીના કયાં ગયાં તે નકી કરી તેનું પણ નામ તથા લીસ્ટ રહેવું જોઇએ.

બીજી ન્યાતોમાં તેમની મીલકતો કેવીરીતે બરાબર સચવાય છે તેના પ્રમાણમાં આપણી કોમ ભણીને વીદ્વાન થઇ અગ્રેસર ગયેલી તેની ન્યાતમાં આવું ઉપર લખ્યા પ્રમાણે ચાલે તે ઘણું શોકજનક છે. વાસ્તે આ ઉપરથી તમામ આપણા ગ્નાતી બંધુઓ અને બાનુઓને વીનંતિ છે કે આ બાબત બીજી બાબતોની સાથે મન ઉપર લેશો.

# અમદાવાદની બ્રહ્મક્ષત્રિય યુનિયન કલબ તરફથી અમદાવાદમાં ભરવામાં આવેલુ હુન્નરકળાનું પ્રદર્શન.



ગયા નવેંબર મહિનાની તા ૧૭મીથી ૨૧મી સુધી નાતની વાડીમાં આ પ્રદર્શન ખુલ્લું મુકવામાં આવ્યું હતું. પ્રદર્શનનું બધું કામ સંપૂર્ણ પદ્ધતિસર અને સુવ્યવસ્થિત હતું. નાતનાં ન્હાનાં મ્હોટાં તમામ સ્ત્રી પુરૂષો ઉપરાંત બ્હારનાં મળી લગભગ ૨૦૦૦ માણસોએ આ પ્રદર્શનનો લાભ લીધો હતો. તોરણો, ચક, ઝુમ્મરો, તકતા વગેરેથી હૉલ શોભી રહ્યો હતો અને વચમાં વચમાં નાતના વૃદ્ધ વડીલોની છબીઓ, પેઢીનામાં અને ન્હાના પ્રકારના બોધક વાકયો ગોઠવવામાં આવ્યાં હતાં. એમાં કસરત, જ્ઞાન, વાંચન વગેરેના કેવા લાભ છે તથા રડવા કુટવાના રિવાજ તથા નકામાં ગજા ઉપરાંતનાં જમણવારો વગેરેનાં ખર્ચ કેવાં હાનીકારક છે વગેરે દર્શાવવામાં આવ્યું હતું. ટુંકામાં પ્રદર્શન નિર્દોષ આનન્દ સાથે બોધ લેવાનુ અને અરસપરસ મળવા હળવાનું ઉત્તમ સ્થાન થઇ પડયું હતું. અમે એની સંપૂર્ણ વિગત નીચે આપીએ છીએ. પ્રદર્શન ખુલ્લું મુકતી વખતનો મેળાવડો સ્ત્રી પુરૂષનો ભેગો હતો અને આવો મેળાવડો આ પેહેલીજ વખતનો હોઇ અપૂર્વ લાગતો હતો.

## મંડળના સેક્રેટરીનો રીપોર્ટ.

**મેહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

અમદાવાદની બ્રહ્મક્ષત્રિય એસોશીએશનનો જન્મ ૧૮૯૮ની સાલમાં આપણી નાતના આગેવાન મર્હુમ વકીલ નજરાયજી સાકરલાલજીના બંગલામાં થયો હતો. તે વાતને આજ ૧૭ વર્ષ થઇ ગયાં છે. જે દરમ્યાન આ સભાએ નાતના સ્ત્રી પુરૂષોની અનેક પ્રકારે યથાશક્તિ સેવા બજાવી છે. વકીલ નજરાયજીના બંગલામાંથી આ સભા નાતની વાડીમાં આવી હતી અને પ્રવાસે નીકળેલો જાત્રાળુ વિધવિધ સ્થળે ફરતો ફરતો અને દેશાટનના અનુભવો મેળવતો અંતે સ્વદેશમાં પાછો ફરે તેમ હાલમાં અમારી બ્રહ્મક્ષત્રિય યુનીયન કલબ પોતાના જન્મસ્થાનમાં પાછી આવી છે, જુના અનુભવોને લઇને ત્યાં આવ્યા બાદ તેને નવીન ઉત્સાહ અને વેગ મળ્યાં છે અને તેની પ્રવૃત્તી-

ઓનું ક્ષેત્ર વધારે વિશાળ થયું છે–આપણી નાતની કળા અને હુન્નરનું પ્રદર્શન જે આજ આપની સમક્ષ ખુલ્લું મુકવામાં આવશે તે આ ઉત્સાહનું ફળ છે.

સુરતની સાહિત્ય પરીષદ વખતે થયેલા નાગર સ્ત્રીઓના કળા અને હુન્નરના પ્રદર્શનમાંથી આ પ્રદર્શનનો વિચાર ઉદભવ્યો છે. અમદાવાદમાં આપણી નાતમાં આવું પ્રદર્શન પહેલવહેલુંજ છે અને તેથી તે ફત્તેહમંદ થશે કે કેમ તે વિષે અમારામાંના કેટલાકને શંકા હતી. પરંતુ રા. રા. જીવણ-લાલ પ્રાણજીવનદાસ તથા રા. રા. જીવણલાલ વ્રજરાય બારીસ્ટર જેવા આગેવાનોની સહાનુભૂતિથી તથા નાતના બીજા ગૃહસ્થોની મદદથી અમે આજ આપની સમક્ષ ૪૩૩ નમુનાઓ રજુ કરવાને ભાગ્યશાળી થયા છીએ.

આ નમુનાઓ તૈયાર કરવામાં આપણી નાતની ૭૫ વર્ષની વયોવૃદ્ધ સ્ત્રીઓથી માંડીને તે છેક ૬ વર્ષના ન્હાના બાળક સુધી આશરે–૧૫૦–યુવકો અને સ્ત્રીઓએ ભાગ લીધો છે. આ બીનાજ પ્રદર્શનની લોકપ્રીયતા સાબિત કરવાને પુરતી છે. પરંતુ તે ઉપરાંત આવા પ્રદર્શનોના જે ઘણા ઘણા લાભ છે તે આપ સૌની નજર બહાર નથી.

એકજ દીશામાં કામ કરનાર છુટા છવાયાં સ્ત્રી પુરૂષો આવાં પ્રદર્શનથી એકઠા મળે છે અને એકબીજાની આવડતનો લાભ લઇ ભવિષ્યમાં પોતાની કળામાં સુધારો કરી શકે છે, તથા નવું જ્ઞાન મેળવે છે.

કેટલાંક મનુષ્યો એવાં પણ હોય છે કે કોઇ નવી યુક્તિ શોધી શકે નહિ પરંતુ બીજાનું કામ જોઇને તેમાં ફેરફાર કરી તેવાજ નમુનામાં કાંઇ અદ્ભૂત સુધારો કરી બતાવે. આવાં મનુષ્યોને આ પ્રદર્શનમાંથી વિશેષ લાભ થશે, અને તેઓ ઘણું નવું શીખી શકશે.

બીજું હાલ અંગ્રેજી નિશાળોમાં ડ્રૉઇંગનું શીક્ષણ ફરજીઆત થવાથી બ્રહ્મક્ષત્રિય વિદ્યાર્થીઓ ડ્રૉઇંગમાં કેટલા બધા આગળ પડયા છે તે આ પ્રદ-ર્શન જોયાથી આપ સૌને જણાશે.

દીવસના ઘણાએ કલાકો અમે વાતોચીતોમાં તથા ઠઠા મશ્કરીમાં ગાળી નાંખીએ છીએ તે ફુરસદનો વખત નિર્દોષ કલાઓ ખીલવવામાં જાય તો તેથી મન આનંદમાં રહે છે અને આપણી ઉન્નતી થાય છે. આવાં પ્રદર્શન યુવા-નોનાં મન આ દીશામાં વાળવાને સાધનભૂત થશે એમ અમારૂં માનવું છે.

જે નમુના આવેલા છે તેની પરીક્ષક કમીટી નીચેની પરનાતિ સન્નારીઓની નીમેલી છે અને તેમણે તે ફરજ બજાવવા કબુલ્યું છે માટે તેમનો ઉપકાર માનવાની રજા લઉં છું.

સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ, બી.એ.

બ્હેન શાંતાગૌરી મોતીલાલ લાલભાઇ,

સૌ. વીરમતિ જનુભાઇ અચરતલાલ સૈયદ,

બાઇ જરીબાઇ—ગં. સ્વ. મહાલક્ષ્મી પીતાંબરદાસ મહેતા.

અન્ય જ્ઞાતીના ગૃહસ્થો તથા સન્નારીઓ સારૂ શનીવાર અને રવીવાર નક્કી કરેલા છે અને તેમની પાસેથી ૦—૦—૬ ફી લેવામાં આવશે.

છેવટે જે સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓએ અમને ઉદાર આશ્રય આપી ઉત્તેજીત કર્યાં છે, તેમનો અમારી બ્રહ્મક્ષત્રિય યુનિયન કલબ તરફથી અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

---

## પ્રમુખ—ડૉ. મણીલાલ ગંગાદાસ દેસાઈ.

એલ. એમ. એન્ડ એસ. નું ભાષણ

**જ્ઞાતી ભગિનીઓ તથા બંધુઓ.**

આ આપણી જ્ઞાતીનું પહેલુંજ પ્રદર્શન છે. આજ સુધીમાં રમત ગમત (Sports) ક્રિકેટ, વિગેરે અનેક પ્રકારની શારિરિક હીલચાલો આપણી જ્ઞાતીના યુવક વર્ગ તરફથી કરવામાં આવેલી છે પણ હુન્નરકળાનું પ્રદર્શન આજ સુધી કરવામાં આવેલું નહોતું. આ પ્રથમ પ્રયાસ છે એ વાત ધ્યાનમાં લેતાં જે કામ કરવામાં આવ્યું છે તે સંતોષકારક છે એટલું તો દરેકને કબૂલ કરવું પડશે.

આવી જાતનાં પ્રદર્શનથી અનેક ફાયદાઓ છે તે તો નિર્વિવાદ છે. પરિક્ષાની માફક પ્રદર્શન પણ એક જાતની હરિફાઇ હોવાને લીધે બુદ્ધિને કસોટી ઉપર મુકે છે. વળી તે ઉપરાંત આપણાં ઘરોને કેવી રીતે શણગારવાં અને તેમને કેવી રીતે સુશોભીત કરવાં એ બધું આવાં પ્રદર્શનો જોવાથી સમજાય છે આમાંથી આપણી બાળાઓ તથા સ્ત્રિઓને ઘણું શીખવાનું છે. ઓછે પૈસે ઘર કેમ શણગારાય તે તથા ઘર શણગારની ચીજો ફક્ત શોભાનીજ નહી પણ

ઉપયોગમા આવે તેવી કેમ બનાવાય તે શીખવાનું છે. અને તે તરફ આપણે લક્ષ રાખવું જોઇએ.

હાલના સમયમાં અનેક કારણોને લીધે આપણાં ખર્ચ વધી ગયાં છે. એક તો જરૂરીયાત ખર્ચ છે અને બીજું દેખાદેખીનું ખર્ચ છે. આ તરફ આપણે ખાસ ધ્યાન પહોચાડવાનું છે. ખર્ચની સાથે કમાવાનાં સાધન વધ્યાં હશે તો પણ જ્યાં સુધી આપણે આપણાં ખર્ચ ઉપર અંકુશ નહીં મુકીએ ત્યાંસુધી આપણને અનેક સંસારિક અડચણો નડશે. આવાં કારણોથી મ્હારૂં એમ માનવું છે કે આવાં પ્રદર્શનોમાં ભરવા ગુંથવા કરતાં વેતરવા તથા શીવવા ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

આખા પ્રદર્શનમાં આશરે ૪૫૦ નમુનાઓ (Exhibits) આવ્યાં છે તેમાંથી શીવણનાં ફકત ચાર પાંચજ છે આ વાત ખરેખર શોચનિય છે. આપણી જ્ઞાતીનો દરેક જણ બહોળી કમાણીવાળો થાય અને કોઇને ખર્ચમાં વાંધો ના આવે એ આશા ઘણી આકર્ષક છે, પણ શકય નથી એ પણ આપણે ભુલવું ના જોઇએ. આવક પ્રમાણે ખર્ચ થાય તે કાંઇ વાંધા ભરેલું નથી પણ ગતાનુગતિ कोलोकः એ પ્રમાણે દેખાદેખી ખર્ચ થાય એમ ના થવું જોઇએ. હાલના સમયમાં ખર્ચની મુખ્ય બાબત કપડાંલત્તાંની હોય છે, અને તે વળી ફેશનને લીધે અને તેને લીધે બે રૂપીઆના કપડાંની સીલાઇ મૂળ કીંમત કરતાં વધારે આપવી પડે છે અને તેજ કારણથી મ્હારૂં માનવું એમ છે કે વેતરવા તથા શીવવા ઉપર આપણી બાળાઓનું ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. વળી તે ઉપરાંત રાંધણકળા ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે.

આ સ્થળે હું કદાપી બીજા વિષય ઉપર વિવેચન કહીશ તો તે અયોગ્ય નહીં ગણાય. અને કદાપી તેમ લાગે તો ક્ષમા કરશો. એ મુદ્દો એ છે કે આપણી ન્હાની જ્ઞાતીમાં વધતા જતાં મરણ પ્રમાણ બાબત પણ આપણે વિચાર કરવો જોઇએ અને તનદુરસ્તી સુધારવાના તેમજ સાચવવાના ઉપાય લેવા જોઇએ. પહેલા જ્યારે પાણીના નળ નહોતા અને ઘરમાં કુવામાંથી કે ટાંકામાંથી પાણી કાઢવું પડતું, વગર ચાકરે કામ કરતાં, તેમજ દેવદર્શન કરવા સારૂં બહાર જવું પડતું, ત્યારે વસ્તુસ્થિતિ આવી નહોતી; અને આપણે કબુલ કરવું પડશે કે તે વખતના પુરૂષો તથા સ્ત્રિઓ હાલના કરતાં સશકત હતાં હવે કાળ બદલાયો છે, તો કાળને અનુસરીને વ્યાયામના ઉપાય લેવા જોઇએ. *અને તે વીશે દરેક જણ પોતાને યોગ્ય લાગે તેવો ઉપાય લેશે એમ હું આશા*

રાખું છું. આ કારણથી હું ધરૂં છું કે બાળ વર્ગમાં સ્પોર્ટસ દાખલ કરવી જોઇએ અને સ્પોર્ટસને ભોગે આવાં પ્રદર્શન ભરાય તો તે યોગ્ય નથી, શરીર અશક્ત થવાનું કારણ મ્હારા માનવા પ્રમાણે કૃતિમ નાજુકાઇ છે. આમ કરવાથી આપણી મશ્કરી થશે વારતે ખાતી વખતે જરા થોડું ખાવું, ફલાણું કામ હલકું દેખાય વગેરે કારણથી ના કરવુ એવાં એવાં ક્ષુલ્લક કારણોથી શરમાઇને શરીર બગાડે છે એવા દાખલા પણ કદાપી હશે.

આવાં પ્રદર્શનોની જરૂર છે કે કેમ એ પ્રશ્ન કેટલાક તરફથી કરવામાં આવે છે પ્રદર્શનથી અનેક પ્રકારના લાભ છે એ વાત તો હું સ્વીકારૂં છું વળી આવાં પ્રદર્શનો તથા મેલાવડાને અંગે જે ઉત્સાહ આપણ યુવક વર્ગમાં જોવામાં આવે છે તે તોડી પાડવા જેવો નથી. આપણે દરેક જાતની હીલચાલ ઉપર ઉત્સાહી યુવક વર્ગની જરૂર છે પછી તે હીલચાલ સંસારિક હોય, અગવા દેશોન્નતીની હોય કે જ્ઞાતીના ભલા માટે હોય. અને તે વર્ગ ઉત્સાહી બને તેપર આપણું લક્ષ્યબિન્દુ હોવું જોઇએ. પણ તે ઉત્સાહ પાણીના પરપોટા જેવો ના જોઇએ આવા કામમાં થોડો ઘણો વખતનો ભોગ આપવો પણ પડે અને તેથી એમના અભ્યાસમાં હરકત પણ આવે એ સંભવીત છે; અભ્યાસ કોરે મુકી આવા કામમાં મચ્યા રહેવાની કોઇ પણ એમને સલાહ આપેજ નહીં પણ પોતાનું કામ કરી બાકીના વખતમાં વાતોના તડાકા ના મારતાં આવા કામમાં ઉત્સાહ લે તો તે ગેરવ્યાજબી નહીં ગણાય. અને મ્હારૂં માનવું એમ છે કે વખતના થોડા ભોગે સારા કામમાં આપણા યુવકોનો ઉત્સાહ વધે તેમાં કાંઇ ખોટું નથી.

આના કરતાં બીજો પ્રશ્ન એ છે કે આપણે આવા સાંકડા વિચારમાં જઇ ફક્ત જ્ઞાતીનુંજ પ્રદર્શન કરવું કે બહાર નીકળી બીજા સાથે કસોટીમાં ઉતરવું ? આપણે સર્વે કબૂલ કરીશું કે એમ કરવાથી ખાબોચીયાના દેડકા જેવી આપણી સ્થિતી થશે તે પણ તેના ફાયદા છે.

ન્હાની ન્હાની જ્ઞાતીઓ કેટલાંક કારણોને લીધે નાશ પામે છે અને ઘણી જ્ઞાતીઓને લીધે હિન્દુસ્થાનની ઐક્યતામાં વાંધો કદાચ આવતો હશે તો પણ જ્ઞાતી ખરાબજ છે અને તે તોડી નાંખવી જોઇએ એ મત કદાપી હું ના સ્વીકારૂં તો મ્હને ક્ષમા કરશો. મ્હારો મત તો એજ છે કે તમારી જ્ઞાતીમાં રહી તેને સુધારો અને જેમ જેમ આખી નાત સારી સ્થીતીમાં આવશે એટલે એની મેળેજ બીજું પગલું લેવાશે. જ્ઞાતીઓ ઘણા કારણને લીધે આગળ બંધાઈ હશે તેમાંના કેટલાંક હાલમાં નાબુદ થતાં જાય છે અને ધીરે ધીરે થશે. પણ દરેક કામમાં કવી દલપતરામે કહ્યું છે તેમ,

ધીરે ધીરે સુધારાનો ચાલ સજ્જન સંભળાવની
ફીડી ઉપર જેમ લાડવો મુકીએ તો મરી જાય
પણ ભુકો કરીને બભરાવીએ તો તે સુખે ખાય.

વાસ્તે pause and think before you leap જેમ જેમ પરદેશગમન વધારે થશે અને રાષ્ટ્રીય એકતાનો પવન વધતો જશે તેમ તેમ એ બંધન પણ જશે પણ કહેવત છે કે "ઉતાવળાસો બ્હાવરા ધીરાસો ગંભીર" એ પ્રમાણે ઠંડે પેટે વિચાર કરી ધીરે ધીરે પગલાં ભરવાં એ ઠીક છે. Express train ઢોળાવ ઉપર બ્રેક લગાવ્યા શિવાય જાય તો શી સ્થિતી થાય એ ધ્યાનમાં રાખવાનું છે વાસ્તે જ્યાં સુધી જ્ઞાતી છે ત્યાં સુધી તેનું પ્રદર્શન પણ ભરવામાં હરકત નથી એમ મ્હારૂં માનવું છે. ન્હાના કામથી મોટું શિખાય છે. આજ આપણા યુવકો આવાં પ્રદર્શનની વ્યવસ્થા કરતાં શીખશે તો કાળે કરીને મોટા કામની પણ વ્યવસ્થા કરતાં શીખશે.

મ્હારાથી મૂળ ઉદ્દેશની બહાર જરા જવાયું હોય તો ક્ષમા કરશો.

પ્રદર્શનમાં આપણને ઘણું જોવાનું મળશે અને તેમાંથી આપણે યુવક વર્ગ ચોગ્ય સાર ગ્રહણ કરશે એવી મારી ઉમેદ છે.

છેવટમાં મ્હેં આપનો ઘણો વખત રોકયો છે તે બદલ ક્ષમા માગી તેમજ જે યુવક વર્ગે શ્રમ લઇ આ કામ પાર પાડયું છે તેમનો ઉપકાર માની તથા ધન્યવાદ આપી આ પ્રદર્શન ખુલ્લું મુકેલું જાહેર કરૂં છું.

---

## ચર્ચાપત્રો.

### એક હાનીકારક રીવાજ.

૧.

**ત્રિમાસિકના અધિપતિ સાહેબ,**

આપણી નાતમાં થોડા વખત ઉપર એક દિલગીર થવા જેવો દાખલો બન્યો છે, તે તરફ દરેક જણનું ધ્યાન દોરવાની હું ફરજ સમજાું છું અમારા ભરૂચમાં એક આગેવાન ગણાતા, સુશિક્ષિત અને ધાર્મિક વૃત્તિવાળા એક સદ્ગૃહસ્થ- જેમને માટે આખી નાતને માન છે-તેમને ત્યાં લગ્ન હતાં. આ પ્રસંગે, ત્યાં રામજણીનો નાચ કરાવવામાં આવ્યો હતો. સાહેબ! એ તો બધાને જાણીતું છે કે આ નાચ કરનારીઓ કેવા દરજ્જાની સ્ત્રીઓ હોય છે.

કેળવાયલા અને સભ્ય ગૃહસ્થોને ત્યાં, અને તે પણ વળી લગ્ન જેવે શુભ અને ધાર્મિક પ્રસંગે આવી એક નાચનારીને બોલાવી નાચ કરાવશે તે શું આપણી આખી નાતને હલકું પાડનારૂં નથી ? શું નાતની સ્ત્રીઓને આવી નાચનારીની સોબતમાં તમે ફેરવશો ? નાતના કુમળા મગજના યુવકો ઉપર આથી સારો દાખલો બેસશે કે કાંઇ હલકીજ અસર થશે ? જે માણસને ત્યાં આવું થાય તેની તરફ નાતે ઠપકાની નજરે જોવું જોઇયે. તે લાગવગવાળાઓ હોય અથવા બીજી રીતે ઉપયોગી હોય તેથી તેમની શરમમાં અંજાઇ જઇને આંખમીચામણા કરવાં જોઇયે નહીં. તેમણે જે સારાં કામ કર્યાં હોય તેમને યોગ્ય ધન્યવાદ આપવો જોઇયે. પણ જ્યારે આવાં કામ કરે ત્યારે વખોડી નાંખવાની દરેક સમજુ સદ્‌ગૃહસ્થની ફરજ જ છે.*

ભરૂચ, તા. ૨૪-૧૨-૧૫. લી० સેવક,

જ્ઞાતિબંધુ.

---

## " બ્રહ્મક્ષત્રિય કોન્ફરન્સનો પુનર્જન્મ."

૨.

ઇ. સ. ૧૯૧૧માં અમદાવાદમાં છઠ્ઠી કોન્ફરન્સ ભરાયા પછી સાતમીને માટે આપણા ભરૂચી ભાઇઓએ આમંત્રણ કર્યું હતું. પણ આપણા ભરૂચી જ્ઞાતી બંધુઓનું આમંત્રણ આવું લુખું નીવડશે એવી સ્વપ્ને પણ આશા રાખી નહોતી; હવે તો એ આમંત્રણનો અમલ થાય એમ લાગતું નથી તેથી હવે તે કોન્ફરન્સ ભરવી કે નહીં, અને ભરવી તો ક્યાં ભરવી એ સવાલ ઉપસ્થીત થયો છે.

આવી કોન્ફરન્સ દર વર્ષે નહીં તો પણ ત્રણ ચાર વર્ષે તો ભરાવી જોઇયે એમ ઘણાનું માનવું છે. કોન્ફરન્સની જરૂર છે એ વાત તો નિર્વિવાદ છે, અને તેથી નાતને ત્રાજવામાં તોળાય એવો ફાયદો થયો નથી તોપણ એકબીજાના વિચારની લેમેલથી તથા નાતના પ્રશ્નો ચર્ચાવાથી સમસ્ત નાતને ફાયદો થયો છે એમ વિચારવંત માણસ તો કબુલ કરશે. આમ હોવાથી સાતમી કોન્ફરન્સ ભરાય એમ ઘણાની ઇચ્છા છે. હવે ભરૂચે તે ભરવી જોઇએ પણ તે તે ના ભરે તો તે ક્યાં ભરવી એમ વિચાર થતાં, તેની જન્મભૂમી અમદાવાદે તેનો

---

* આ સંબંધમાં બીજાં બે ચર્ચાપત્ર અમને મળ્યાં છે. પરંતુ આની અંદર તેની મતલબ આવી જવી હોવાથી તે છાપ્યાં નથી.—વ્યવસ્થાપકો.

પુનર્જન્મ કરાવવો જોઇએ એમ કેટલાક જુવાનીઆઓનો વિચાર છે. તે કોન્ફરન્સનો વખત આવતી એપ્રીલ તા. ૨૧-૨૨-૨૩-૨૪ (ગુડફ્રાઇડે)ની રજાગાંના બે દિવસો ભરવી; તો આ કોન્ફરન્સમાં કરા સવાલો ચર્ચવા, કેવા ઠરાવો મૂકવા, એ સંબધી જે જે સૂચનાઓ જ્ઞાતીબંધુઓને કરવી હોય તે નીચેને સરનામે મોકલવી. અમને આશા છે કે નાતના વૃદ્ધ તેમજ યુવાન વર્ગ અમારી આ હીલચાલને ખરા અંતઃકરણથી ટેકો આપશે વળી તે પ્રસંગે યુનીવરસીટીની પરીક્ષાઓ થઇ ગઈ હશે તેથી યુવક વર્ગ પણ તે કામ ઉપાડી લેશે અને તેને ફત્તેહમંદીથી પૂર્ણ કરશે એવી આશા છે ભરૂચનો હક્ક છે, તે અમે ના પાડતા નથી, અને આપણા ભરૂચી બીરાદરો જો તે ઉપાડી લેશે અને જો કોન્ફરન્સ ભરશે તો નાતને તેમાં ભરૂચની કામને પણ શોભારૂપ છે. આ સબધી પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો:—

રા. દેસાઇ, બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ, ગાયવાડી, ગીરગામ-મુંબઇ.

લી૦ અમદાવાદી યુવક.

———૦———

૩

**મહેરબાન બ્ર. ક્ષ. ત્રિમાસિકના વ્યવસ્થાપકો, મુંબઈ.**

નીચેની ચર્ચાને યોગ્ય સ્થાન આપી જ્ઞાતિ સમસ્તને ઉપકૃત કરશો. ત્રણેક વર્ષ પહેલાંનાં ત્રિમાસિકના છેવટને પાને જાહેર ખબર છાપેલી છે કે નામધારી જ્ઞાતિનું વસ્તિપત્રક છપાઇ તૈયાર થાય છે અને તે ચાર આનાની ટીકીટો મોકલી મંગાવી લેવું; છપાતાં વસ્તિપત્રકનાં યોજકોને વસ્તિપત્રકની એક પ્રત વી. પી. થી મોકલવા ત્રણ ચાર પત્રો લખ્યાં હતાં જેનો જવાબ તેમજ વસ્તિપત્રક મળ્યું નથી જો તે વસ્તિપત્રક યોજકોએ છપાવ્યું હોય તો તેની ખબર ત્રિમાસિકદ્વારા આપશે.

આ વસ્તિપત્રક તૈયાર કરવામાં સ્વયં સેવકોએ લેહેલો શ્રમ અને ગુમાવેલો વખત જો તે છપાશે નહિ તો વ્યર્થ જશે માટે મ્હારી નમ્ર વિનંતિ છે કે જો વસ્તિપત્રક છપાયું ના હોય તો તેના કાગળીઆં તેના યોજકો પાસેથી મેળવી છપાવવા કૃપા કરશો ?*

લી૦ સેવક,

વસ્તિપત્રકનો સ્વયંસેવક,

---

* આ વસ્તીપત્રક ૧૯૦૭ ની સાલમાં કરવામાં આવ્યું હતું, તેને આજે આઠ વર્ષ થઇ ગયાં તો આશા છે કે જુનું વસ્તીપત્રક છપાવવા કરતાં હાલ અગર આવતા વર્ષમાં તમામ સ્થળોની જ્ઞાતિનું વસ્તીપત્રક ઉત્સાહી સ્વયંસેવકો તૈયાર કરશે. બ્ર. ક્ષ. ત્રિ. મં.

# અમદાવાદની આપણી કોમની મીલકત તથા ફંડોની વ્યવસ્થા.*

૪.

મહેરબાન "ત્રિમાસિક"ના અધિપતિ સાહેબ,

વિનંતી સાથે લખવાનું કે અમદાવાદમાં આપણી કોમની જંગમ મીલકત તથા ફંડોની વ્યવસ્થા કાંઇ બરોબર થાય તે અર્થે આ પત્ર છપાવશોજી.

૧—નાતની જંગમ મીલકતમાં એક તો નાતનો બંગલો કે વાડી છે કે જેનું વર્ણન કરવું તે આપણને લાંછનરૂપ છે તેના ભાડાના પૈસા આવે છે પણ તે કયાં છે અને કેટલા છે તથા તેમાંથી તે મકાન સુધારવા પછાડી દર વર્ષે કેટલા ખર્ચાય છે એ બધાનો હીસાબ જાહેરમાં મૂકાવો જોઇએ. જો આપણે આમ બેદરકાર રહીશું તો પાંચ સાત વર્ષમાં તે પડીને પાધર થશે એ નિઃસંશય છે.

૨—નાગા બાવાના મંદીરની સ્થીતી પણ એવીજ થવાની હતી પણ રા. સાકરલાલ બુલાખીદાસે તે કામ ઉપાડી લીધું અને ઠીક કરાવ્યુ તેથી તેની સ્થીતી ઠીક છે પણ તે સબંધી ઉપજ ખર્ચનો હીસાબ નાત અગાડી મુકાવો જોઇએ.

૩—રાયપુરની બ્રહ્મપુરીનું મંદીર તો આપણા હાથમાંથી સંદતર જતું રહ્યું હોય એમ લાગે છે. તે સૌથી પહેલાં પુરોહીતને ઉતરવાને આપવામાં આવ્યું હતું પણ હવે તો તેના ઓટલાપર દુકાનો થઇ ગઇ છે અને પુનારીજ માલીક થયો હોય એમ લાગે છે. પુરોહીતો બેદરકાર નીવડયા અને બાવો ખાઇ જશે કે વેચી પણ ખાશે. આપણી નાતના પેનશનરો આ કામો ઉપાડી લઇ નાતની જંગમ મીલકતની તથા વાસણ કુસણની પણ સ્થીતી સુધારશે તો તેમના વખતનો સદ્ઉપયોગ થશે.

૪—નાતનાં ટ્રસ્ટફંડની વ્યવસ્થા કેમ થાય છે તે સંબંધી રીપોર્ટ બહાર પડતો નથી. તેની ચોપડીઓની શી સ્થીતિ છે તે તો સેક્રેટરી જ જાણે. સેક્રેટરી સાહેબો તથા ટ્રસ્ટીઓ ભર ઉંઘમાંથી ઉઠી કાંઈ તેનો રીપોર્ટ બહાર પાડે તો ઠીક.

* આવીજ મતલબનું રા. નવીનલાલ બાલકૃષ્ણનું ચર્ચાપત્ર અગાઉ છાપ્યું છે. તેના ઉપર અને આ ચર્ચાપત્ર ઉપર અમદાવાદના જ્ઞાતિબંધુઓનું ખાસ ધ્યાન ખેંચીયે છીયે. બ્ર. ક્ષ ત્રિ મં.

૫—વળી "કેળવણીફંડ"નો હીસાબ પણ ત્રણ ચાર વર્ષેથી બહાર પડયો નથી. વળી તે ફંડમાંથી મદદ લઇ ભણેલા ગૃહસ્થો કમાવા લાગ્યા છે તો તેઓએ હવે તેમની રકમ પાછી ભરપાઇ કરવા માંડી કે કેમ તે પણ જણાવવું જોઇએ.

૬—આ ઉપરાંત "બ્રહ્મક્ષત્રીય એસોશીએશન"નું ફંડ હતું તે એસોશીએશન હવે મૃત્યુ થઇ છે અને નવું મંડળ ઉભું થયું છે. પણ તે ફંડની શી વ્યવસ્થા કરી તે જણાયું નથી. આ ફંડમાંથી નાતની સ્પોર્ટ્સ કરવામાં આવે તો પણ ઠીક.

આ બધી મીલકતની વ્યવસ્થા બરાબર થાય અને તેનો હીસાબ ચોખ્ખો થાય એવી ગોઠવણ નાતીલાઓ, તેમાં ખાસ કરીને જેમને ફુરસદ ઘણી હોય -એટલે પેનશનરો- આ કામ માથે લેશે તો નાતની પણ સેવા બજાવી ગણાશે.

લી॰ નાતીલો.

---

## પ્રાસંગિક નોંધ.

---

**અભિનંદન**

**રા. બા. ચુનીલાલ હરિલાલ સેતલવાડ સી. આઇ. ઇ.** મુંબઇના વડા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની જગાએ નિમાયા છે તથા તેઓને **સી આઇ. ઇ.** નો માનવંતો ઇલકાબ સરકારે આપ્યો છે તે ઘણી આનંદજનક વાત છે. સાધારણ રીતે સદરહુ જગાએ યૂરોપીયનનીજ નિમણુક થતી હતી. પરંતુ હવેથી દેશીઓની પણ તે જગાએ નિમણુક થશે તેમ આશા રાખી શકાય છે. આ રીતે દેશીઓ માટે એક ભરોસાદાર જગા મેળવવામાં સાધનભૂત થવા માટે, તથા તે જગાએ નિમાયલા પ્રથમજ હીંદુ હોવા માટે, અમે રા. બા. ચુનીલાલને ખાસ અભિનંદન આપીયે છીયે.

વળી આપણા એક બીજા જ્ઞાતિબંધુ **રા. સાકરલાલ નભુલાલ દેસાઈ** જેઓ હાલમાં ફ. ક. ઑનરરી માજીસ્ટ્રેટ તરિખે અમદાવાદમાં કામ કરે છે તેમને પણ **રાવબહાદુરનો** ઇલકાબ મળ્યો છે તે માટે અભિનંદન આપીયે છીયે.

લગ્ન એક ગંભીર અને અર્થ સૂચક પ્રસંગ છે. આપણામાં તે ફક્ત સંસારિક સંબંધ ઉપરાંત ધાર્મિક સંસ્કાર પણ ગણાય છે.

**લગ્નક્રીયા.** અને તેથી તેનું ગાંભિર્ય તથા મહત્તા ઘણાં વધી જાય છે. વળી તે સાથે તે એક આનંદનો પ્રસંગ પણ છે. આ બધી વાત ધ્યાનમાં લઇને આપણામાં લગ્નનીક્રીયા ગોઠવાઇ હશે; અને કાળક્રમે તેમાં સુધારા વધારા થયા હશે. પરંતુ હાલમાં આપણામાં જે લગ્નક્રીયા થાય છે તેમાં તો અર્થ સૂચક કરતાં અર્થ વિનાનું ઘણું છે; ધાર્મિક કરતાં લૌકીક ક્રીયાઓ વધારે છે; અને આનંદ કરતાં માથાકુટ, બલકે કલેશના પ્રસંગ પુષ્કળ આવે છે. વળી જ્યારે બાળલગ્ન થતાં હશે ત્યારે ગમ્મતને માટે દાખલ થયલા કેટલાએક રીવાજો અત્યારની વરકન્યાની ઉમર જોતાં ઘણાજ નાદાન લાગે છે. હવે સમય બદલાયો છે. વરકન્યાની લગ્નવય વધી છે. કેલવણીના વધારા સાથે લગ્નનું ગાંભિર્ય સમજાવા માંડયું છે. તે ઉપરાંત ધાર્મિક બાબતોનો અભ્યાસ, કેલવણીને પરિણામે, યુવકો બુધ્ધિની દૃષ્ટીયે કરતા થયા છે. માટે આપણી હાલની લગ્નક્રીયાને આ યુગને બંધબેસતી કરવાની ઘણીજ જરૂર છે. વખતની કીમત સમજાતાં અસલની ચાર દિવસની ક્રીયા હવે ફક્ત બે દિવસમાં પૂરી કરવામાં આવે છે. પણ વ્હેમને લીધે તે અરસામાં ક્રીયાઓ તો બધીજ કરવામાં આવે છે. આ ક્રીયાઓમાંની જે ફક્ત **લૌકીકજ છે તે કાઢી નાંખવા તરફ** લોકમત કેળવવો જોઇયે. શાખરણની માણ, ખોળાજોળા, તણી છાપવી, તથા વડીમુખડી કાંતો કાઢી નાંખવા જોઇયે, અથવા તો તેમાં ઘણો ફેરફાર કરવો જોઇયે. અને લગ્ન વખતે, હસ્ત મેળાપ વખતે તથા મંગળ ફેરા વખતે જે હોહા, ઘોંઘાટ, અને લપલપાટ જોવામાં આવે છે તે બંધ કરી વધારે ગંભિરાઇ સાચવવી જોઇયે. વળી તે વખતે જે ક્રીયા કરવામાં આવે છે તે સંસ્કૃતને બદલે, અથવાતો સાથે સાથે, ગુજરાતીમાં અર્થ પણ થાય તો પરણનાર જોડું તથા આસપાસના તે બરોબર સમજે અને લગ્નની ગંભિરાઈમાં વધારો થાય. વળી કન્યા જે પ્રતિજ્ઞાઓ લેછે તે તો ખાસ કરીને ગુજરાતીમાં લેવાવી જોઇયે, હાલમાં તો પ્રતિજ્ઞાઓ ગૅર મહારાજ લે છે,–અને પરણનારનું તો તે તરફ ધ્યાન પણ ભાગ્યેજ ખેંચાય છે. આ સંબંધી એક બીજી પણ સૂચના કરવાની છે. હવે પુરૂષોના સ્ત્રી પ્રત્યેના ભાવ બદલાયા છે. સ્ત્રીઓની પદ્ધતિ હવે ઉચ્ચ લેખાય છે. અને જેમ સ્ત્રીઓની પુરૂષો પ્રત્યે ફરજ છે, તેમ પુરૂષોની પણ સ્ત્રીઓ પ્રત્યે ફરજ છે એમ મનાવા માંડયું છે. તો જેમ સ્ત્રીઓ પ્રતિજ્ઞા લેછે તેમ પુરૂષો પણ પ્રતિજ્ઞા લે તેવી ગોઠવણ થવી જોઇયે. અને વિદ્વાનોએ યોગ્ય પ્રતિજ્ઞાઓ

તૈયાર કરવી જોઇયે. આશા છે કે સઘળી બાબતો તરફ સર્વે જણ ધ્યાન આપી હાલની લગ્નક્રીયામાં પડતા ફેરફાર કરવાનું આ લગ્નગાળાથીજ શરૂ કરશે અને દરેક વાતમાં ધર્મ તથા બુદ્ધિનેજ પ્રાધાન્ય આપશે.

ગૉર. આ લગ્નક્રીયાનો વિચાર કરતી વખતે તે ક્રીયા કરાવનાર ગૉર આપણું ધ્યાન ખેંચે છે ગૉર ખરેખર ગુરૂ અને પુરોહિત થવા યોગ્ય હોવો જોઇયે. જનક અને દશરથ જેવા રાજાઓ પણ પુરોહિતોનાં વચનને માન આપતા હતા. પણ આપણા ગૉરને તો લગ્નક્રિયાના મંત્રોના શુધ્ધ ઉચ્ચાર પણ કેટલીકવાર કરતાં આવડતા નથી, અને તેના અર્થ તો તેઓ ભાગ્યેજ સમજે છે. આવા ગૉર યજમાન ઉપર સારા સંસ્કાર નજ પાડી શકે. ગાયકવાડ મહારાજે પુરોહિત સંબંધી એક કાયદો કર્યો છે. તેમા મુખ્યત્વે એમ ઠરાવ્યું છે કે અમુક જ્ઞાન સંપાદન કરેલો માણસજ ગૉરપદું કરી શકે. આપણે પણ આપણા લગ્ન કરાવનાર તરીખે ઓળખીતાને એ પૈસા રળાવવાનો વિચાર ન રાખતાં વિદ્વાન અને સંસ્કારી પુરૂષો પાસે આ ક્રીયા કરાવવી જોઇયે દરેક સમાજના ગૉર અને પુરોહિતે સમાજના ધર્મ નીતિ તરફ લક્ષ દેવું જોઇયે અને ધર્મ અને નીતિના વિચારોનો પ્રચાર થાય તેવા પ્રયત્નો કરવા જોઈયે આમ ન કરી શકે તે તો બધા ઠીકઠીક-સગવડના ગૉર કહેવાય

જાપાનમાં રસોઈની કળા. પ્રૉ નેલ્સન ફ્રેઝરે જાપાન વિષે ભાષણ કરતાં એક વાર જણાવ્યું હતું કે હીંદમાં રાંધવું તે એક કળા છે અને તે કળા સંપૂર્ણ બનાવવામા આવી છે. પરંતુ જાપાનમાં તેથી ઉલટુંજ છે પૈસાદાર અને ઉંચા દરજ્જાના માણસો પણ ખોરાકની બહુ પંચાતી કરતા નથી; પણ ભાત, માછલી, ચહા, એવું સાદુંજ ભોજન લેછે. ત્યાંના પુરૂષો રસોઇ માટે મોજ શોખ રાખતા નથી, અને ત્યાંની સ્ત્રીઓ ધરેણાની દરકાર કરતી નથી. આ બન્ને વાતો આપણે ખાસ યાદ રાખવા જેવી છે. પુષ્ટિકારક અને નિરોગી ખોરાક જરૂરનો છે. પણ વારંવાર મીઠાઇઓ તથા લહેજતદાર જમણો રંધાવવાની કાંઇજ જરૂર નથી. તેથી ઉલટી તબિયત બગડે છે અને સ્ત્રીઓનો પણો વખત નિરર્થક રસોડામાંજ જાય છે. માનસિક કેળવણી માટે હાલમાં સ્ત્રીઓને વધારે સમયની અગત્ય છે આને વખતે ખોરાકમા સાદાઈ ગ્રહણ કરી તેમને માથેથી રસોડાનો બોજો હલકો કરવાની દરેક પુરૂષની ફરજ છે. અને આ બચેલા

વખતમાં તેઓ બપોરના શિક્ષણ વર્ગોમાં જઇને અથવા તો ઘેર અભ્યાસ કરીને ઘણું જ્ઞાન સંપાદન કરી શકશે. આ રીતે સાદા ખોરાકથી તબિયત સુધરશે, ખર્ચ ઓછું થશે, અને સ્ત્રીઓને અભ્યાસ કરવા અથવા તો બાળકોને ઉછેરવા વગેરેના બીજાં ઉપયોગી કામ માટે વધારે વખત મળશે.

**બ્ર. ક્ષ. કળા પ્રદર્શન.**

સુરતનું નાગર સ્ત્રીઓનું કળા પ્રદર્શન જોઇને આપણી નાતનું તેવું પ્રદર્શન કરવા અમે સૂચના કરી હતી અમને જણાવિને ઘણો આનંદ થાય છે કે ગઇ દેવદીવાળીમાં, અમદાવાદ ખાતે યૂવકોના ઉત્સાહથી તથા વડીલોની સહાનુભૂતિથી આવું એક પ્રદર્શન થયું હતું, તેનો વિગતે હેવાલ આ અંકમાં પ્રસિદ્ધ થયો છે. આવાં પ્રદર્શન વખતો વખત ભરાય તેથી ઘણા લાભ થવા સંભવ છે જો આપણી પરિષદ મળતી હોત તો તેની સાથેજ દર વખતે જુદે જુદે સ્થળે આવું પ્રદર્શન કરવું સુગમ થઈ પડત આ વખતે આ પ્રદર્શન ભરવામાં જેમણે મેહેનત લીધી છે તે સર્વેને અમે અભિનંદન આપીયે છીયે. અને બાળકોનું પ્રદર્શન તથા સ્પોર્ટ્સ કરવાની જે બીજી સૂચનાઓ અમે કરી હતી તે તરફ ફરીથી બધાનું લક્ષ ખેંચીયે છીયે. આશા છે કે ઉત્સાહી જનો આ નાતહિતની બાબતો પણ ઉપાડી લેશે.

**નવું વર્ષ**

આ અંકથી નવી વ્યવસ્થા નીચે ત્રિમાસિકનું ત્રિજું વર્ષ શરૂ થાય છે. આ વર્ષની ભેટ તરિખે "જ્ઞાતિપત્ર વાર્ષિક" નો દળદાર અંક અમે અમારા ગ્રાહકોને અગાઉથીજ મોકલી આપ્યો છે. ચાલુ અંક રીવાજ પ્રમાણે વી. પી થી મોકલ્યો છે. તે સ્વીકારવા માટે સર્વેનો ઉપકાર માનીયે છીયે આશા છે દરેક નાતભાઈ ત્રિમાસિકને અનેક પ્રકારે મદદ કરશે.

**મહાત્માનાં અવસાન.**

જગતમાં જન્મે છે અને જીવે છે તો ઘણાયે મનુષ્યો, પરંતુ જીવ્યું તેનુંજ સાર્થક છે કે જેના મરણનો શોક અસંખ્ય મનુષ્યો કરે છે આવાં ત્રણ અવસાન અત્યારે સર્વેનું ધ્યાન ખેંચી રહ્યાં છે સર હેન્રી કૉટન, સર ફીરોઝશાહ મહેતા, અને બુકર ટી. વૉશીંગટન. આ ત્રણ મહાત્માઓના મરણથી અનેક પ્રવૃત્તિક્ષેત્ર ગરીબ થઇ ગયાં છે. સર હેન્રી લીબીલીયન હતા અને હિંદીઓના ખરેખરા મિત્ર હતા. જ્યારે તેઓ નોકરી ઉપર હતા ત્યારે આસામના ચ્હાના બગીચાઓમાં જે મજુરોને લગભગ ગુલામ જેવી સ્થિતિમાં રાખવામાં આવતા

હતા તેમને માટે એમણે સખત લડત ચલાવી હતી. નિવૃત્ત થયાપછી તેઓ હિંદના હીતમાં બહુજ લક્ષ આપતા હતા. પાર્લામેંટમાં દાખલ થઇને ત્યાં પણ તેમણે હિંદના લાભ માટે ઘણું કર્યું હતું. ૧૯૦૪ માં મુંબાઇની કોંગ્રેસનું પ્રમુખપદ તેમને આપવામાં આવ્યું હતું.

સર ફીરોઝશાહના જીવનમાંથી આપણે ઘણો બોધ લેવાનો છે. ત્રેવિસ વર્ષની ઉમરથી તેઓએ જાહેર હીતના પ્રસંગોમાં ઉલટભર્યો ભાગ લેવા માંડયો હતો. જે પણ વિષય તેઓ હાથ ધરતા તેનો અભ્યાસ ઘણીજ બારીકાઇથી કરતા હતા. ચર્ચા કરવામાં તેઓનું પદ ઉચ્ચ હતું. કહેવાય છે કે પચાસ વર્ષની જાહેર જીંદગીમાં બોલેલો એક પણ બોલ એમને પાછો ખેંચી લેવો પડયો નથી, એવા તે સાવધ બોલનાર તથા ચર્ચા કરનાર હતા. વળી અમુક વય થતાં તેમણે પોતાનો બારિસ્ટરનો ધંધો છોડી દઇ, દેશ સેવાના કાર્યમાં વધારે ધ્યાન આપવા માંડયું હતું. મરણ પર્યંત, એટલે કે છેક બોતેર વર્ષની ઉમર સુધી તેઓ દેશ સેવાના કાર્યમાં ઉલટથી ભાગ લેતા હતા. આ વાત આપણા લોકોએ ખાસ ધ્યાન દેવા યોગ્ય છે. યૂવક વર્ગને તેમના લાલિત્યવાળા, સુંદર, અને વિચાર પૂર્ણ ભાષણો વાંચવા ખાસ ભલામણ છે. વળી ચર્ચા કરવાની હોંશીયારી કેટલી ઉપયોગી છે તે પણ એમની કારકીર્દી ઉપરથી ધ્યાનમાં રાખી, દરેક જણે તે મેળવવા પ્રયત્ન કરવાની પણ ભલામણ છે. અને તે દૃષ્ટિથી કલબોમાં યૂવકોને વિવિધ વિષયો ઉપર ચર્ચા કરવા ઉત્તેજવા જોઇયે.

ત્રીજું અવસાન બુકર. ટી. વૉશીંગટનનું છે. આ મહાત્મા અમેરિકાની હબસી જાતિના હતા. તેઓએ ગરીબ, ચીંથરેહાલ, અને ભીખારી ગુલામની અવસ્થામાંથી આપ બળે શિક્ષણ પ્રાપ્ત કર્યું અને પોતાના જ્ઞાનના પ્રભાવથી, ખંતથી તથા અતુલ શ્રમથી પોતાની જાતના હબસી લોકોને માટે શિક્ષણની વિધ વિધ સંસ્થાઓ સ્થાપી ફક્ત પચાસ વર્ષમાં આખી જાતનો ઉધ્ધાર કર્યો. सजातोयेन जातेन याति वंशःसमुन्नतिम् । "જીવ્યો તો તેજ કે જેને લીધે આખો વંશ ઉન્નત થાય છે" આ ભર્તૃહરીનું વાક્ય મી. વૉશીંગટનની બાબતમાં શબ્દેશબ્દ ખરું છે. તેમના મહાન ગુણોને લીધે, તેઓ ગુલામ હબસી-જાતિના હોવા છતાંએ યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખે તેમને પોતાની સાથે જમવા નોતર્યા હતા. આ મહાત્માનું જીવન ચરિત્ર વાંચવા અમે સર્વેને આગ્રહપૂર્વક વિનંતિ કરીયે છીયે.†

† ( સસ્તા સાહિત્યવર્ધક મંડળે એમનું જીવનચરિત્ર પ્રસિધ્ધ કર્યું છે. )

આ અંકના ચર્ચાપત્રો તરફ દરેક વાંચનારનું અમે ખાસ ધ્યાન દોરીયે છીયે. નાતની મિલકતનો પ્રશ્ન ખરેખર ધ્યાન દેવા જોગ છે. અને જાહેર ફંડના કરતા કારવતાઓ વખતો વખત પોતાનો હિસાબ તથા હેવાલ જાહેરમાં મૂકે તે ઘણુંજ જરૂરનું છે. આમ કર્યાથી ઘણી પાયા વગરની વાતો-ગપો-ફેલાવવાનો સંભવ દૂર થાય છે.

**ચર્ચાપત્રો.**

પરિષદ્ સંબંધી ચર્ચાપત્ર છે તે પણ વિચારવા યોગ્ય છે. તેમાં જો ભરૂચમાં પરિષદ મેળવી ન શકાય તો અમદાવાદમાં મેળવવાની જે વ્યવહાર સુચના કરી છે તે યોગ્યજ છે; ગમે તે સ્થળે પરિષદ ફરી જાગૃત થાય અને ત્રણ ત્રણ વર્ષે પણ મળે, તેવી ઇચ્છા ઘણા જણ ધરાવે છે. વળી તે સાથે મહિલા પરિષદ ભરવાની શરૂ થાય, અને તે વખતના ઉત્સાહમાં સાથે સાથે સ્પૉર્ટ્સ, પ્રદર્શન વગેરે હિતકારક હીલચાલો પણ થઇ શકે. આ સંબંધી દરેક જણ ગંભીરાઇથી વિચાર કરી પોતાનો અભિપ્રાય તે ગૃહસ્થને લખી જણાવશે એવી આશા છે.

એક ચર્ચાપત્રમાં હાનીકારક રીવાજ તરફ આપણું ધ્યાન દોરવામાં આવ્યું છે ખરેખર આ બનાવ દિલગીર થવા જેવો તો છેજ. આવાં નાચ હવે તો આપણી નાતમાં ન થાય તેમાંજ સૌની શોભા છે. મુંબાઇની કચ્છી દશાઓશવાળ જૈન નાત જે કેળવણીના પ્રમાણમાં ઘણી પાછળ છે તે એકઠી મળીને લગ્નપ્રસંગે ગુણકાના નાચ સામે પ્રતિબંધ કરવાનો ઠરાવ કરવાની હીલચાલ દૈનિક પત્રોદ્વારા કરે છે, તે વખતે આપણા જેવી કેળવાયલી નાતમાં આવો નાચ થાય તે શોભા ભરેલું નથી. જો કોઇને સંગીત કળા તરફ સાચ્ચો પ્રેમ હોય તો નાતની સ્ત્રીઓમાં તે કળા તરફ ભાવ થાય, તથા તેમને તેનું જ્ઞાન આપી શકાય, તેવી ગોઠવણો કરવી જોઇયે તે માટે કોઇ આબરૂદાર બાઇને રોકી, આપણા લતાઓમાં, સંગીતના વર્ગ ખોલવા જોઇયે. આ ઉપરાંત નવરાત્રીમાં અથવા લગ્ન વગેરે શુભ પ્રસંગો ઉપર ગરબાનો સમારંભ કરાવવો જોઇયે. આમ કર્યાથી અનિતિનું તત્વ દૂર થશે. સંગીત કળા પોષાશે અને નાતની સ્ત્રીઓનાં કંઠ તથા શરીર સુધરશે.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઇનામી હરીફાઇનું પરીણામ.

જુલાઇ ૧૯૧૫ ના બ્ર. ક્ષ. ત્રિમાસિકમાં ઇનામી યોજના પ્રકટ થઇ હતી. આ વખતે ઇનામી હરીફાઇમાં બહુજ થોડાં ઉતર્યાં છે.

૧ હાલરડું. આને માટે પાંચ બ્હેનો એ હાલરડાં લખી મોકલ્યાં હતાં. તેમાં ગં. સ્વ. બ્હેન પદ્માવતીને ઇનામ મળે છે. ઇનામ રૂ. ૩.

૨ બાલવાર્તા. પાંચ બ્હેનો તરફથી વાર્તાઓ આવી હતી તેમાં ગં. સ્વ. બ્હેન પદ્માવતીને પહેલું ઇનામ રૂ ૫ નું મળે છે.

૩. છોકરા અને છોકરીઓનાં નામ આ હરીફાઇમાં સાત જણે ભાગ લીધો હતો. બધાંએ સારાં સારાં નામ સૂચવ્યાં છે, તેથી ઉત્તમતાનું ધોરણ શી રીતે ઠરાવવું તે મુશ્કેલ હોવાથી સાતે જણ વચ્ચે ઈનામ સરખે ભાગે વ્હેંચ્યું છે અને દરેકને રૂા ૧) આપવામાં આવ્યો છે ૧. ગં. સ્વ. બ્હેન પદ્માવતી, ૨. બ્હેન વીમલા અંબાલાલ લાખીયા, ૩ બ્હેન નીલમગૌરી મણીલાલ કેશવલાલ, ૪ બ્હેન ઇંદુમતી બુલાખીદાસ ગંગાદાસ, ૫. બ્હેન ભાનુમતિ ત્રીકમલાલ ચંદુલાલ, ૬. સૌ વીરમતી કુલશંકર દેસાઇ, ૭. બ્હેન જયવતિ વ્રજરાય દેસાઇ.

૪ નિબંધ-મ્હારી ઇચ્છાઓ અને ધારણાઓઃ ત્રણ જણે નિબંધ મોકલ્યા છે. હજી બીજા નિબંધ આવે તેટલા સારૂ હરીફાઇ તારીખ ૧ લી માર્ચ ૧૯૧૬ સુધી લંબાવવામાં આવી છે આશા છે કે બીજાએ આ હરીફાઇ સારૂ નિબંધ સત્વર મોકલશે

ઇનામનાં પુસ્તકો ફેબ્રુઆરી માસમાં ઇનામ મેળવનારને મોકલી આપવામાં આવશે.

હાલરડું, બાળવાર્તા અને છોકરા છોકરીઓનાં નામની યાદી આ અંકમાં પ્રકટ કરવામાં આવ્યાં છે.

## નાતના ખબર અંતર.

### નીમણુંક, ફેરબદલી વગેરે.

—ઑ. મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડ મુંબઇના જસ્ટીસ ઑફ ધી પીસ નીમાયા છે.

—રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડ મુંબઇના બીજા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટને કામચલાઉ પહેલા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા છે.

—રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડને સી. આઇ. ઈ. અને રા. રા. સાકરલાલ નજુલાલને રાવ બહાદુરના ખીતાબ સરકાર તરફથી ઇનાયત થયા છે.

—રા. હરીકૃષ્ણ હરીપ્રસાદ દીવાન ઉત્તર વિભાગના કમીશનરના ચીટનીસની નીમણુંક કપડવંજના પાંચમી ગ્રેડના મામલતદાર તરીકે થઇ છે

—રા. ધીરજલાલ ચુનીલાલ દેસાઇ થાણાના ચોથી ગ્રેડના પોલીસ ઇન્સ્પેક્ટરને કા. થ ત્રીજી ગ્રેડમાં ચઢાવ્યા છે.

—રા. ચંદુલાલ એ. ઠાકોરે સબ એસીસ્ટંટ સર્જ્યનની છેવટની પરિક્ષા પાસ કરી છે અને તેમની નીમણુંક એડન થઇ છે.

—રા. ચીમનલાલ અજીતરાય ચોથી ગ્રેડના પોલીસ સબ ઇન્સ્પેક્ટરને અમદાવાદ જીલ્લામાં નીમવામાં આવ્યા છે.

—રા. બી. એમ. ઠાકોર રેવન્યુ ખાતાનાં કારકુંને સબ ઈન્સ્પેક્ટર તરીકે પ્રાંતીજ નીમ્યા છે.

—રા. મણીલાલ નરસીંહરાયે (સુરત) આમોદમાં કોટન જીન કાઢયું છે.

—રા. ઈશ્વરલાલ મણીલાલને ભરૂચ ખેતીવાડી મંડળીના મેનેજીંગ કમિટીના સભાસદ નીમ્યા છે.

—રા. બાલુભાઇ હીરાલાલ દેસાઈએ રેવન્યુ ડીપાર્ટમેન્ટની પરિક્ષા પાસ કરી છે.

—રા. ઠાકોરલાલ ધીરજલાલ દેસાઈની બદલી જંબુસરમાં સીટી જમાદાર તરીકે થઇ છે.

—ઑ. મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડ વિલાયત ગયેલા હિંદી વિદ્યાર્થીઓના લાભ સાચવનાર મંડળના પ્રમુખ નીમાયા છે.

—રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ ગુજરાત સભાના ઑનરરી સેક્રેટરી નીમાયા છે.

—રા. મોતીલાલ અમુલખરાય દેસાઇને ખેડા જીલ્લાના ડેપ્યુટી ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નીમવામાં આવ્યા છે.

—રા. હીરાલાલ ગોવિંદલાલ લાખીયાની તાલુકદારી સેટલમેન્ટ ઓફીસમાં રૂા. ૧૨૫ ના પગારથી નીમણુંક થઈ છે.

મુંબઇમાં ગયા નાતાલમાં ભરાયલી ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસમાં નીચેના ગૃહસ્થોએ ડેલીગેટ તથા સત્કારમંડળના સભાસદો તરીકે હાજરી આપી હતીઃ—

ઑ. મી ચીમનલાલ હરીલાલ સેતલવાડ, રા. સા. અંબાશંકર ઉત્તમરામ મળજી, રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ, રા. જીવણલાલ વ્રજરાય, રા. ગોવિંદલાલ નરભેરામ ઠાકોર, રા. છગનલાલ નરસીલાલ કાનુગા, રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, રા. વૈકુંઠલાલ અંબાલાલ, રા. બાલમુકુંદરાય અંબાલાલ દેસાઇ, રા. મણીભદ્ર નીલકંઠરાય છત્રપતિ, ડૉ હરિપ્રસાદ વ્રજરાય, ડૉ. નીલકંઠરાય છત્રપતિ, રા. કલ્યાણરાય વ્રજરાય, રા. સાકરલાલ ડાહ્યાભાઇ, રા. મોતીલાલ ચીમનલાલ સેતલવાડ, રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, રા. મણીલાલ કેશવલાલ ઠાકોર, રા. રમણીકલાલ નંદનરાય, રા. જીવનલાલ દિવાન, રા. બળવંતરાય પી. ઠાકોર, રા. જીવનલાલ ચીમનલાલ સેતલવાડ, રા. કાન્તિલાલ ભોગીલાલ દેસાઇ અને રા. કેશરીપ્રસાદ એમ. ઠાકોર. રા. ઇશ્વરલાલ વ્રજરાય, રા. જીવનલાલ માધવલાલ, રા. જયંતિલાલ ભગવાનલાલ અને તે સિવાય જ્ઞાતિના બીજા દરેક યુવકોએ કાન્ગ્રેસમાં સ્વયંસેવકો તરીકે કામ કર્યું હતું.

રા કાન્તિલાલ દોલતરાય ઠાકોર એમ. એ પહેલી એલએલ. બી. ની પરીક્ષામાં પાસ થયા છે.

રા. પુરૂષોત્તમરાય મુળચંદ અને અજીતરાય નવનીધરાય એમ. બી. બી. એસ. ત્રીજા વર્ષમાં પાસ થયા છે.

રા. બાપાલાલ કહાનદાસ દેસાઇ હૈદ્રાબાદ મેડીકલ સ્કુલના ત્રીજા વર્ષમા પાસ થયા છે.

મુંબઇમાં ભરાયલાં થીયોસોફીકલ કન્વેન્શનમાં રા. શ્રીપતરાય હુકમતરાય સુરત થીયોસોફીકલ સોસાયટી તરફથી હાજરી આપી હતી.

રા. જીવણલાલ મજરાય બેરીસ્ટરે સ્વદેશી મિત્રમંડળ તરફથી મહારાષ્ટ્ર પૈસાફંડના સંપાદક મી. કાલે એ પ્રેમભાઈ હોલમાં જાહેર ભાષણ આપ્યું તે વખતે તથા જૈન સાધુ નાગજી સ્વામીએ જાહેર ભાષણ આપેલું તે વખતે મંડળના પ્રમુખ તરીકે પ્રસંગને અનુસરતાં ભાષણો આપ્યાં હતાં.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રા. પ્રાણલાલ મીરપારામ દેસાઇ એ સલુણ ગામમાં સનાતન હિન્દુધર્મની પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો થયેલો એમાં પ્રમુખસ્થાન લીધું હતું.

ડા. હરિપ્રસાદ દેસાઇએ અમદાવાદ મહિલામંડળમાં "આપણી તન્દુરસ્તી" આ વિષયપર જાહેર ભાષણ આપ્યું હતું તથા ખાડીયા રાત્રી શાળામાં રવિવારનાં ભાષણો કર્યાં હતાં.

અમદાવાદ એથલેટીક સ્પોર્ટસમાં રા. ચંદ્રપ્રસાદ ત્રીકમલાલ લાખીયા કનુભાઈ વેણીલાલ દેસાઈ, મંજુલાલ આશાજી તથા મહેન્દ્ર ચીનાભાઇ એ કુદવા દોડવાની વગેરે રમતોમાં ભાગ લીધો હતો.

રા. ઠાકોરલાલ ચુનીલાલ હકુમતરાયને મુંબઈની વીલ્સન કોલેજની ટેનીસ ટુર્નામેન્ટમાં સારૂં રમવા બદલ ઇનામ મળ્યું છે.

---

## રમતગમતનાં ઇનામો.

### ગુજરાત કોલેજના રમતગમતના મેળાવડામાં.

| | |
|---|---|
| પાંડુરાવ મોતીલાલ દેસાઇને | હાઇજમ્પનું ૩ જા નંબરનું ઇનામ. |
| જયંતિલાલ ત્રીકમલાલને | ઓબ્સ્ટેકલરેસનું ૨ જા નંબરનું ઇનામ. |

---

### મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ ફેરવીમેનનાં ઇનામો.

| | |
|---|---|
| નિર્મળ હરિપ્રસાદને | બટાકારેસનું ૧ લા નંબરનું ઇનામ |
| કુમુદ ત્રીકમલાલને | દોરડી કુદવાનું " |
| પુષ્પા નગીનલાલને | દોડવાનું " |

મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજમાં જનારી છોકરીઓને મળેલાં ઇનામ.

જયવતી મનુભાઇ દેસાઇ (સારી વર્તણુંકનું) ઇ. ધો. ૭ મું.

ઇન્દુકુમારી સાકરલાલ દેસાઇ (પહેલે નંબરે પાસ થવાનું.) ઇ. ધો. ૧ લું.

## લગ્ન.

કેશવલાલ અંબાશંકર મલજી (ભરૂચ) ઉ. વ. ૨૦ નાં લગ્ન બ્હેન જીતેંદ્રીગૌરી ધીરજલાલ ઉમેદરામ (સુરત) ઉ. વ. ૧૫.

છોટાલાલ મુકુન્દરાય શ્રીપતરાય (ભરૂચ) ઉ. વ. ૧૮ નાં લગ્ન બ્હેન ઇન્દુમતી અંબાશંકર મલજી (ભરૂચ) ઉ. વ. ૧૩.

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. વિજયાગૌરી વૈકુંઠલાલ અંબાલાલ | ને | પુત્ર | મુંબઇ. |
| સૌ. રસીકમણી બાલમુકુંદરાય અંબાલાલ | ,, | પુત્રી | ,, |
| સૌ. કુસુમગૌરી ઠાકોરલાલ અમૃતલાલ | ,, | પુત્ર | સુરત. |
| સૌ. મંગળાગૌરી છોટાલાલ માણેકલાલ | ,, | ,, | ,, |
| સૌ. રતનલક્ષ્મી અમૃતલાલ ચંદ્રશંકર | ,, | ,, | ,, |
| સૌ. ધનલક્ષ્મી હીરાલાલ કીરપારામ | ,, | પુત્રી | ભરૂચ. |
| સૌ. શીવલક્ષ્મી મણીલાલ રણછોડરાય | ,, | ,, | આમોદ. |
| સૌ. હીરાગૌરી ઇશ્વરલાલ મજરાય | ,, | ,, | અમદાવાદ. |
| સૌ. નીર્મળગૌરી કનૈયાલાલ દેસાઈ | ,, | ,, | ,, |
| સૌ. સન્મુખગૌરી નરહરીલાલ | ,, | ,, | ,, |
| સૌ. કળાવતી ઇશ્વરલાલ હીરાલાલ | ,, | પુત્ર | ,, |
| સૌ. વિશ્નુલક્ષ્મી ભગવંતરાય અમુલખરાય | ,, | ,, | ,, |
| સૌ. ઈચ્છાલક્ષ્મી ઇશ્વરલાલ ભોગીલાલ | ,, | ,, | ,, |
| સૌ. નીર્મળગૌરી હરરાય નવનીધરાય | ,, | ,, | જુનાગઢ. |
| સૌ. મણીગૌરી હરિપ્રસાદ મુનસી | ,, | પુત્રી | ,, |

## મરણ.

| | ઉ. વ. | રોગ. | સ્થળ. |
|---|---|---|---|
| જયંતિલાલ મોતીલાલ ઉમેદરામ | ૨૪ | પ્લેગ | સુરત. |
| જમીયેતરામ સંતોકરામ | ૬૦ | તાવ | ભરૂચ. |
| સૌ. વીજળી મુકુંદરાય શ્રીપતરાય | ૩૮ | સુવાવડ | ,, |
| સૌ. ધનલક્ષ્મી (મજરાય વકીલનાં પુત્રી) | | ક્ષય | અમદાવાદ. |
| ઇશ્વરલાલ હીરાલાલનો બાળક પુત્ર | | | ,, |
| બ્હેન ટપુ જશવંતરાય મુળચંદ | ૧૪ | ક્ષય | જુનાગઢ. |

મેં. બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકના અધિપતિ સાહેબ,

વિનંતિ વિશેષ કે આજરોજ સાંજના રા. રા. માણેકલાલ સાકરલાલ દેસાઇને મકાને આપણી જ્ઞાતિની સાધારણ મીટીંગ મળી હતી, અને તેમાં આપણી જ્ઞાતિની કોન્ફરન્સની બેઠક વડોદરામાં ભરવી કે કેમ એ વિષે ચર્ચા ચાલી હતી. છેવટ સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે જુદા જુદા સ્થળોના પંચોના તેમજ આગેવાનોના મત આ સંબંધે પુછાવવા અને એ લોકોના અભિપ્રાયો આવ્યા પછી કોન્ફરન્સ મેળવવાની તારીખ નક્કી કરવી.

આ ઉપરથી બધા ગામના પંચોને અને આગેવાનોને નમ્ર વિનંતિ ત્રિમાસિક દ્વારા કરીયે છીયે કે આ હીલચાલ સંબંધી પોતાના અભિપ્રાય બનતી ઉતાવળે નીચે સહી કરનાર ઉપર મોકલી આપી ઉપકૃત કરશો.

| | |
|---|---|
| તા. ૨૭-૧-૧૯૧૬<br>ન્યાય મંદિર પાસે, વડોદરા | લા૦<br>શ્રીપતરાય જાદવરાય.<br>વડોદરાની જ્ઞાતિ તરફથી. |

નોટ—આ પત્ર અમને ઘણે મોડેથી મળ્યું છે. જો ભરૂચી જ્ઞાતિબંધુઓ આ વર્ષે કોન્ફરન્સ બોલાવી શકે તેમ ન હોય તો વડોદરામાં કૉન્ફરન્સની બેઠક ઇચ્છવા યોગ્ય છે. બ્ર. ક્ષ. ત્રિ. મં.

---

## સાભાર સ્વીકાર.

નીચેનાં માસિકો અને ચોપાનીયાંઓ અમને નીયમીત રીતે બદલામાં મળ્યાં છે જેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીયે:—

### સાર્વજનિક માસિકો.

નવજીવન અને સત્ય—તંત્રી અને પ્રકાશક રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક બી. એ એલએલ. બી ગીરગામ, મુંબઇ, વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

વસન્ત—તંત્રી અને પ્રકાશક ઑ. રા. બા રમણભાઇ મહિપતરામ નીલકંઠ બી. એ. એલએલ. બી. અમદાવાદ, વાર્ષિક લવાજ રૂ. ૨-૮-૦.

સમાલોચક—તંત્રી રા. અંબાલાલ બી. જાની બી. એ. અને પ્રકાશક રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ગીરગામ મુંબઈ, વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

સાહિત્ય—તંત્રી અને પ્રકાશક રા. નગીનદાસ દરગોવનદાસ કાંટાવાલા વડોદરા, વાર્ષિક લવાજમ રૂ ૨-૮-૦.

વિવેચક—પ્રકાશક રા. હીરાભાઇ દાદાભાઈ દેસાઈ લાછરસ, નાંદોદ વાર્ષિક લવાજમ રૂ. ૨-૧-૦.

સુન્દરીસુબોધ—તંત્રી અને પ્રકાશક રા. રામમોહનરાય જશવંતરાય, અમદાવાદ, વાર્ષિક લવાજમ ન્હાનો અંક રૂ. ૧-૮-૦ અને મ્હોટા અંકનું રૂ. ૩-૮-૦.

કેળવણી—તંત્રી અને પ્રકાશક રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ, વડોદરા વાડી રંગમહાલ વડોદરા, વાર્ષિક મૂલ્ય રૂા. ૧-૪-૦.

પ્રહ્લાદ—તંત્રી અને પ્રકાશક રા. મણીલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ, વાર્ષિક મૂલ્ય રૂા. ૧-૮-૦.

બાળશિક્ષક—પ્રકાશક રા. મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ. વડોદરા વાર્ષિક લવાજમ રૂા. ૧-૭-૦.

## જ્ઞાતિપત્રો.

નાગર ત્રૈમાસિક—તંત્રી રા. માનશંકર પીતાંબરદાસ મહેતા, ભાવનગર.
ભાર્ગવ ત્રૈમાસિક— ,, રા. કનૈયાલાલ એમ. મુનશી, એડવોકેટ, ગિરગામ મુંબઇ.
વાલ્મિક કાયસ્થ—,, રા. હીરાલાલ ઉમિયારામ મહેતા, મુંબઇ.

## માસિક.

શ્રીમાળી અભ્યુદય—,, રા. જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદી, મહુવા.
ઉનેવાળ અભ્યુદય—,, રા. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટ, મુંબઈ નં. ૪.
ખાજ ખેડાવાળ— ,, રા. હિમ્મતલાલ ડાહ્યાભાઇ દવે, ઉમરેઠ.
સારસ્વતપ્રકાશ— ,, રા. ગંગા પ્રસાદ ગુપ્તા, સીટી બનારસ.
કપોળ મિત્ર— ,, રા. પ્રભુદાસ લાધાભાઇ મોદી, મુંબઈ નં. ૨.
દશાલાડ પત્રિકા—પ્રકાશક દશાલાડ યુવક મંડળ, ભરૂચ.
ખડાયતા મિત્ર— તંત્રી રા. ભાઇલાલ વંદ્રાવનદાસ કોઠારી, બી. એ. એલએલ, બી; ચાંટરોડ, મુંબઇ.
ઉદિચ્ય જીવન— ,, રા. હરીશંકર વિદ્યાર્થી, વીરમગામ.
પટેલ બંધુ— ,, રા. કુંવરજી વિઠ્ઠલભાઈ, પારસી શેરી, સુરત.
કડવા વિજ્ય— ,, રા. પુરષોતમ લલ્લુભાઇ, વીરમગામ.
કડવા હિત્તેચ્છુ— ,, રા. હીરાલાલ વસંતદાસ, રીચીરોડ, અમદાવાદ.
દશાશ્રીમાળી હિત્તેચ્છુ—તંત્રી રા. મોહનલાલ નાગજી ચીનાઇ, ધોરાજી.
દશા શ્રીમાળી— ,, રા. ગુણવંતરાય છોટાલાલ દેસાઇ, કાંદાવાડી, મુંબઈ.
ઉદિચ્ય હિત્તેચ્છુ— ,, રા. હીરાલાલ બાપાલાલ મહેતા, અમદાવાદ.
જૈન હિત્તેચ્છુ—પ્રકાશક રા. શંકરભાઇ મોતીલાલ શાહ. ૨૫૩ નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ.
લોહાણા હિતેચ્છુ—(અઠવાડિક) તંત્રી રા. લાલજી નાગજી ગણાત્રા, રાજકોટ.

# જાહેર ખબર.

—:o:—

જો ત્હમારે સુકો મેવો અથવા ઘરખરચને વાસ્તે મસાલો લેવો હોય તો જાઓ ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦ ની દુકાને. ત્યાં ત્હમારા મનપસંદ માલ જથાબંધ તથા છુટક કીફાયત ભાવે મળશે; તથા સુરજ છાપનું ઊંચું કેશર તથા હીંગ ઘણીજ સારી મળશે. બ્હારગામના ઑર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦.

ઠે૦ શેકમેમન સ્ટ્રીટ, જુની મારકેટના સામે.

મુંબાઇ.

——

## ખબર અંતર.

—બાંકુરા જીલ્લાના દુકાળ પીડિત લોકોને મદદ કરવા સારૂ મુંબાઇમાંથી ફંડ ભેગું કરવામાં આવે છે તેના ઑનરરી સેક્રેટરી તરીકે રા. વામનરાવ ઇશ્વરલાલ ઠાકોર અને ઑનરરી ટ્રેઝરરો તરીકે રા ગોવિંદલાલ નરભેરાય ઠાકોર અને રા. મોતીલાલ ચીમનલાલ સેતલવાડ કામ કરે છે.

—મુંબઈની સોશિયલ સર્વિસ લીગની વાર્ષિક સભા ચાલુ માસમાં મળી હતી તેમાં રા. જીવનલાલ માધવલાલ ઠાકોરને ઑનરરી આસિસ્ટંટ સેક્રેટરી ચુંટી કાઢવામાં આવ્યા છે.

## ક્ષમા.

આ અંક પ્રેસ એક્ટને લીધે ડેકલેરેશનફેરવવાનું હોવાથી ધારવા કરતાં ઘણો મોડો પ્રકટ થયો છે. તે બદલ ગ્રાહકોની ક્ષમા માંગીયે છીયે.

## વિનંતિ.

ત્રિમાસિકના આવતા અંકમાં સુરતના મર્હૂમ વકીલ ધીરજલાલજી મથુરાદાસજીનું ટુંક સચિત્ર જીવનવૃત્તાંત આપવા અમારી ઇચ્છા છે. એમના જીવનને લગતી જે કંઇ હકીકત જે જે ગૃહસ્થો પાસે હોય તે તેઓ અમારા તરફ મોકલી આપશે તો અમે તેમના ઘણા આભારી થઇશું.

બ્ર. ક્ષ. ત્રિ. ઑફીસ.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ.

વર્ષ ૯ મું.] એપ્રીલ ૧૯૧૬. [અંક ૨ જો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે, રૂ. ૧-૪-૦.

તંત્રી.—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. બી એ., એલએલ બી

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર,

ગાયવાડી, ગિરગામ, મુંબઈ નં. ૪.



પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ

પ્રેસનું નામ—શ્રી 'સરસ્વતી' પ્રેસ, ૩૩૨-૩૩૪, નાગદેવી.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર,

પ્રકટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગીરગામ—મુંબઈ

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૯ મું. ]     એપ્રીલ ૧૯૧૬.     [ અંક ૨ જો.


## અભિનંદન.*


( રા. ત્ર્યંબકરાય માધવરાય દેસાઇ, બારિસ્ટર-એટ-લૉ. )


भो वाचक । नवेऽस्मिन्वर्षे —

विलोकनार्थं नरलोकशोभां
स्वर्गस्य शृंगाग्र गतेन धात्रा ।
स्नेहेन कल्पद्रुम पल्लवानि
क्षिप्तानि ते मंगल सूचकानि ॥

---

### અભિનંદનનો અનુવાદ.

રે વાચક ! આ નવિન વર્ષે—
વિલોકવાને નરલોક શોભા,
સ્વર્ગ ગિરિયે ગયેલી ધાત્રી;
સ્નેહેજ કલ્પવૃક્ષ પલ્લવો તો,
વેર્યાં છ તેણે શુભ સૂચવીને.

K.

---

## " હાલરડું."

ખમ્મા વ્હેનાં ! મ્હારી લાડકીરે લોલ,
પારણે ઝુલાવતી માત ગાતી હાલરડું રે હો ! ખમ્મા વ્હેનાં ! ૧
ધન્ય આ દીન રળીઆમણોરે લોલ,
ધન્ય સુરજનો પ્રકાશ ( જ્યાં ) લક્ષ્મી વાસ છરે હો ! ખમ્મા વ્હેનાં ! ૨

* ચૈત્રી નવા વર્ષને આરંભે.

ગૃહો ખેલે જો ! ગૃહમંડળે રે લોલ,
પારણે ખેલેછ "ગૃહસુત" દિવ્ય ધામનાંરે હો ! ખમ્મા બ્હેનાં ! ૩
રજની અંકે જગત્ ઘેરંતું રે લોલ,
(મ્હારી) ઉમાની અંકે 'જગતંત્ર' બાજી ખેલતું રે હો ! ખમ્મા બ્હેનાં ! ૪
ધરા દીપે શી મનુ રત્નથીરે લોલ,
રત્નો દીપે છે ગુણી માત જન્મ આપતીરે હો ! ખમ્મા બ્હેનાં ! ૫
આશા અનેકનું આ ફૂલડું રે લોલ,
ભાવી પ્રજાતણું ક્ષેત્ર પોઢ્યું પારણેરે હો ! ખમ્મા બ્હેનાં ! ૬
પ્રેમી પોષક માળી આપજેરે લોલ,
વરસે રસીલો પ્રભુ ! મેઘ ફળ આ, રોહ શેરે હો ! ખમ્મા બ્હેનાં ! ૭
સરિતા સમા હો બ્હેની નિર્મળાંરે લોલ,
ધોજો અનેકોના પાપ " પતિત પાવની " રે હો ! ખમ્મા બહેનાં ! ૮
આશા અનેરી મ્હારે આટલીરે લોલ,
"થાજો ગુણીલાં નિષ્પાપ" "કુળ ઉદ્ધારણી" રે હો; ખમ્મા બ્હેનાં ! ૯

પદ્માવતી.



## ધર્મ અને વ્રત.*

(રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ, એલએલ. બી.)

"વ્રતો કરવામાં કોઇ અમુક પ્રકારનું પુણ્ય છે એમ જો કોઇને લાગતું હોય "તો તેની ભૂલ છે. વ્રત કરવાથી પુણ્ય થતું નથી......વ્રત સંબંધી બ્હારની "ક્રીયા અને કર્મ એ બધું શુષ્ક છે. તેમાં પુણ્યનો અંશ પણ નથી. **"અંતઃકરણનો શુદ્ધ ભાવ..પ્રેમપૂર્વક ભક્તિ, અને વિશ્વાસપૂર્વક "પ્રભુ પ્રાર્થના, એના વિના પુણ્યનો બીજો માર્ગજ નથી."**

કેશવ ચંદ્ર સેન (નવસંહિતા)

ધર્મ, મનુષ્ય જીવનમાં ઘણોજ ઉપયોગી મણાય છે ધર્મ પાળવાની બુદ્ધિ સર્વ પ્રાણીઓમાં ફક્ત મનુષ્ય પ્રાણીમાં જ છે; અને આ ધર્મ પાળવાની શક્તિને

* ધર્મ અને બુદ્ધિ ધર્મ અને બાધા, ધર્મ અને દાન એ ત્રણુ લેખો આજ લેખકે અગાઉ ત્રિમાસિકમા લખેલા છે તે તરફ સર્વેનું ધ્યાન ખેંચીએ છીએ.

લીધેજ માણસ જાત બીજા પ્રાણીઓ ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે એમ પણ કેટલાએક કહે છે. આ બધી વાત ખરી હશે; પણ ધર્મ એ શબ્દનો અર્થ કરવામાં ઘણો જ મતભેદ પડવાનો. આપણામાં અને સર્વત્ર દુનિયામાં બધેજ, કાંઇક કાંઇક કારણોને લીધે ધર્મના જુદા જુદા અર્થ કરવામાં આવ્યા છે. કાંઇક સ્વાર્થને લીધે, અથવા તો અજ્ઞાનથી, અગર તો બેદરકારીમાં, ઘણી ઘણી વિચિત્ર બાબતોનો પણ ધર્મમાં સમાવેશ થઇ ગયો છે. ધર્મને નામે અનેક ઢોંગો ચાલે છે, અને તેને પરિણામે લોકોમાં વ્હેમનો પ્રસાર ઘણોજ થઇ ગયો છે. આ વ્હેમ દૂર કરવા માટે સમજુ વર્ગના માણસોએ ધાર્મિક ગણાતી બધી બાબતો એક પછી એક લઇને તેમને બુદ્ધિની મદદથી તપાસવી જોઇએ; અને આ તપાસમાં જે બાબતોમાં ધર્મનું તત્વ માલુમ પડે નહિ તે બાબતોને વગર અચકાયે ખુલ્લી પાડી દઇને તે સંબંધી ચાલતા વ્હેમો લોકોમાંથી દૂર કરવા જોઇએ. આમ થવાથીજ ધર્મનું શુદ્ધ સ્વરૂપ ખુલ્લું પડશે અને આમ કરવામાં આવશે તોજ હાલમાં કેટલેએક ઠેકાણે ધર્મના નામ તરફ અરૂચી બતાવવામાં આવે છે તે દૂર થશે.

આજે આપણે ધર્મને નામે આપણામા કેટલાએક વ્રતો કરવામા આવે છે તથા તેમને અંગે જે અપવાસ, ઉદ્યાપન વગેરે કરવામાં આવે છે તે તપાસીશું; પરંતુ આવી તપાસ વખતે ખાસ ધ્યાનમા રાખવાનું એ છે કે કોઈ વાત અમુક પુસ્તકમાં લખી છે માટે તે વગર અચકાયે અને વિચાર કર્યા વિનાજ માની લેવી નહિ. એમ કરવું તે આપણને જે બુદ્ધિરૂપી ઇશ્વરી બક્ષીસ મળેલી છે તેનો અનાદર કરવા જેવું છે. સાર અસાર સ્હમજીને તે પ્રમાણે વર્તન કરવાનુ કામ મનુષ્યના પોતાના ઉપર રાખવામા આવ્યું છે. માટે અમુક પુરાણમાં કે વ્રતરાજના પુસ્તકમાં લખ્યું છે તેથી, અથવા તો અમુક માણસે કરવાનું કહ્યું છે તેથી, અગર તો એમ કરવાનો લોકોમાં સાધારણ રીવાજ છે તેમ ધારીને પણ વ્રત કે એવું કાંઇ કરવું જોઇએ નહિ. ફક્ત શુદ્ધ બુદ્ધિથી દરેક વાતમાં લાભ ગેરલાભ તપાસીને, અથવા અંદર કાંઇક ધાર્મિક તત્વજ્ઞાનના ભેદ માલુમ પડે તો તે સ્હમજીને, પછી જો તે વાત કરવા જેવી લાગે તોજ કરવી. તે શિવાય કાંઇ પણ કરવું તે બીજા પ્રાણીઓ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ છે એમ જે કહેવામાં આવે છે તેને જૂઠું પાડવા જેવું થઇ જાય છે.

આપણા આર્યાવર્તમાં પ્રાચીન સમયમાં પણ ઘણુંજ જ્ઞાન પ્રસરેલું હતું તેમાં તો હવે કોઇપણ પ્રકારનો શક રહ્યો નથી. આપણો દેશ સુધારામાં

ઘણાજ પ્રાચીન કાળમાં બહુ આગળ વધેલો હતો. પણ ત્યારપછી દેશમાં જ્ઞાન સંબંધમાં પણ વખતો વખત ક્રાંતિ થઈ ગયેલી અને આવા ક્રાંતિના સમયમાં વખતને અનુસરી ધાર્મિક ભાવનાઓમાં તેમજ રીતરીવાજોમાં વારંવાર ફેરફાર થઇ ગયેલા. આ ફેરફાર કરવામાં મૂળ ઉદ્દેશ તો ધર્મના સિદ્ધાંતોને કોઈપણ સ્વરૂપમાં સાચવી રાખવાનોજ હશે. વળી આપણા ધર્મની અંદર ફક્ત કેવળ ધર્મના કે આત્મજ્ઞાન અથવા તત્વજ્ઞાનનાજ સવાલો સમાયેલા નથી, પરંતુ નિત્યજીવનમાં ઉપયોગી થઇ પડે તેવી પણ કેટલીએક બાબતો એમાં સમાયેલી છે, એમ કેટલાએકનું કહેવું છે દાખલા તરિકે આર્યસમાજવાળા યજ્ઞ વિષે એમ કહે છે કે તેથી તો હવા શુદ્ધ થાય છે. વ્રત અપવાસ વગેરે બાબતોનો પણ કેટલાએક તરફથી આવોજ રદીઓ આપવામાં આવે છે. ધર્મ ઉપર આપણા લોકોનો ભાવ એવો તો સારો હતો, કે તેને નામે જે કાંઇ કહેવામાં આવતું હતું તે બધુંજ તેઓ બરોબર પાળતા હતા, અને તેમ થવાથી હિંદુઓને ઘણા લાભ પણ થયા છે શારીરિક આરોગ્ય માટે પણ ફાયદાકારક ટેવો આપણા લોકોને પડી છે તે આપણા ધર્મ ઉપરના ભાવને લીધેજ પડેલી છે.

પરંતુ ધર્મનો ઉપયોગ આ રીતે કરવાથી કેટલાએક લાભ સાથે ગેરલાભ પણ ઘણા થયા છે. સૌથી મ્હોટો ગેરલાભ તો એ થયો છે કે ધર્મની અંદર આવા આવા ઉમેરા થવાને લીધે લોકોના ઘણા મોટા ભાગમાંથી ધર્મનું શુદ્ધ સ્વરૂપ લગભગ ભૂસાઈ ગયુ છે. આ ઉપરાંત, જ્યાં સુધી કેવળ શ્રદ્ધાનો જમાનો હતો ત્યાં સુધી તો કોઇએ આ વાતની દરકાર કરી નહિ, પણ જ્યારે શ્રદ્ધા સાથે બુદ્ધિનો યુગ આવ્યો ત્યારે તો લોકોએ ધાર્મિક રીતરીવાજોની પણ બુદ્ધિપૂર્વક તપાસ કરવા માંડી; અને આ તપાસમાં વ્રત ઉપવાસ વગેરે જેવા ઘુસાડી દીધેલા નિયમ લોકોના જોવામાં આવ્યા તેથી તેમનો ભાવ ધર્મના ઉપરથી ઉતરી જવા માંડયો. વળી જે સમયમાં આ બીજી રીતે લાભકારક રીવાજોને ધર્મપુસ્તકોમાં દાખલ કરવામાં આવ્યા હશે તે વખતે તો તેના હેતુ બરોબર ધ્યાનમાં હશે. પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આ હેતુઓ ભુલાયા અને ફક્ત યંત્રની માફકજ આ રીવાજો અંધ શ્રદ્ધાથી પળાવા માંડયા.

હાલના વખતમાં આપણામાં પ્રચલિત વ્રતોનીજ આપણે વિચારપૂર્વક તપાસ લઇશું તો બધું જણાઈ આવશે. ઘણું જ સામાન્ય વ્રત એકાદશીનું છે. દર પખવાડીએ એક ઉપવાસથી કોઠો સાફ કરવાનો આનો હેતુ છે એમ કેટલાએક કહે છે પણ આ હેતુ જળવાય છે? ફક્ત ધર્મ ખાતરજ કરવામાં

આવતા આ વ્રતમાં ફળાહાર-ફરાળ થઈ શકે એવો નિવેડો બ્રાહ્મણોએ તો ક્યારનો-એ આપ્યો છે. જુદા જુદા પ્રદેશમાં વસતા મનુષ્યો જુદી જુદી વસ્તુઓ ફરાળમાં વાપરે છે, અને કાંઇ ઢંગધડા વગરનું ખાવાનું બધા ફરાળીઆઓ ખાય છે, અને કોઠો સાફ થવાને બદલે કોઠામાં જોઇએ તેટલો કચરો ભરાય છે. વળી કોઇ બીચારૂં બાળક ભૂલમાં ચણા મમરાનો દાણો મોંમાં નાંખે છે તો એકાદશી વટાળ્યા માટે મુરબ્બીઓ તેને લઢે છે; અને તેના પોતાના મનમાં પણ ઘણોજ પશ્ચાત્તાપ થાય છે અને કાંઈ કાંઇ વ્હેમ આવે છે.

સોમવાર, પૂનમ, ચોથ કે બીજા પણ કાંઇક વાર "કરવાના" હોય છે. "કરવાના" એટલે તે દિવસે એકવાર ખાવાનું કે ફરાળ કરવાનું હોય છે અને આ કર્યાથી કાંઇ કાંઇ ઈચ્છેલા ફળ મળે છે, અથવા નડતા ગ્રહો નરમ પડે છે એવી માન્યતા ચાલે છે. આ ફળ, આ ફાયદો, શી રીતે મળવાનું શક્ય છે તે કોઇ પણ માણસ બુદ્ધિનો ઉપયોગ કરી વિચાર કરી જોશે તો સ્હેજમાં સમજાશે. વળી કેટલાએક વ્રતોમાં તો કાંઇ એવું હસવા જેવું અને વિચિત્ર જાતનું ખાવાનું હોય છે અને તે બધાને એવી રીતે ધર્મ તરિકે માનવામાં આવે છે કે જો કોઇ સ્હેજ પણ વિચાર કરી જુવે તો તેને હસવું આવ્યા વગર રહેજ નહિ. નોળીનોમ, નાગપાંચમ, ગૌત્રાટ, ગૉરો, આણંદ ચૌદશ, રથજાત્રા, આ બધા દિવસોએ કાંઇ પલાળેલી બાજરી, કાચા મગ, સાચવો, ગોળ ને દૂધ, ચોખાની રોટલી, ભડકું વગેરે કાંઇ કાંઇ ચીજો વિચિત્ર રીતે ખાવાની હોય છે અને તે બધામાં ધર્મ, પુણ્ય અને પાપની વાતો સમાયલી હોય છે.

અલબત જુદી જુદી ઋતુમાં નવા નવા ઉત્સવો થાય અને તે આનંદ અને ઉત્સાહથી પળાય તે ઘણુંજ ઇચ્છવા જોગ છે. અમુક અમુક અંતરે લોકોમાં આનંદનો ઉછાળો થાય તે ઘણુજ લાભકારક છે. પરંતુ આ આનંદ વ્હેમ અને ભયથી અમિશ્રિત જોઇએ. એમાં ધર્મનું નામ વાપરી લોકોને ડરાવવા જોઇએ નહિ. બાળકોના કુમળા મન ઉપર ધર્મની ભયભીત છાપ પાડવી જોઇએ નહિ, અને સર્વને આશ્વાસન આપનાર ધર્મને ભય સાથે ભેળવીને નીચો પાડવો જોઇએ નહિ. કમનસીબે આપણા ઉત્તમ ઉત્સવોને દિવસેજ કાંઇ ઉપવાસ કે એવું કરવાનું એટલું બધું હોય છે કે ઉત્સવનો આનંદજ કોઇના મ્હો ઉપર હોતો નથી. છોકરીઓના ગોરોના તહેવાર ઘણાજ સુંદર અને રમણીય હોય છે. ગોરો વાવવી, મેંદી મૂકવી, ન્હાવા જવું, દર્શન કરવા જવું, ત્યાં એકઠાં થઇ ગરબીઓ ગાવી અને નિર્દોષ આનંદ કરવો તેની વિરૂદ્ધ કોણ હોઈ શકે?

પણ આ ઉત્સવમાં છોકરીઓને ખાવાનું દુઃખ કેવું હોય છે! ફરીથી ભૂખ્યા ન થવાય માટે ત્રણ ત્રણ કલાક છોકરીઓ પાટલા ઉપર બેસી રહે છે. આ રીતે તેમના વડીલો, દેવને તથા પોતાની જાતને છેતરવાનું છોકરીઓને શિખવે છે અને સાથે આરોગ્યના નિયમો પણ ભાંગે છે. આ ઉપવાસનું કે ફરાળનું મહાત્મ્ય ધર્મ કરતા રૂઢીને વધારે આધીન હોય છે. માટે દરેક સમજુ જને જો ઉત્સવનો ખરો ઉત્સાહ ભોગવવો હોય તો દરેક ઉત્સવમાંથી ઉપવાસનો અંશ દૂર કરવો

આ ઉપરાંત લગ્ન જેવા માંગલિક પ્રસંગે, જનોઇ જેવા ઉત્સવને દિવસે બીચારા બડવાને તથા વરરાજાને તો કાંઇ ફરાળ કરવાનું લફરૂં લાગેલુંજ હોય છે. આખો દહાડો અથડાવાનું અને તેમાંયે વળી પેટ વારીને મન ભાવતું ખાવાનું નહિ, તેથી બીચારાઓના મ્હોં લટુ જેવા થઈ જાય છે અને ધર્મ ઉપર કાંતો ગુસ્સે થાય છે અથવા તો હસે છે. આ પણ દૂર કરવા જેવું છે.

કોઇ કહેશે કે આપણા જૂના વ્રતો તો યુગે યુગે ધર્મમાં થયેલી ક્રાંતિ કે ઉત્ક્રાંતિના સ્મરણ સ્તંભ રૂપ છે. ભલે, કદાચ તેમ હશે, કદાચ કોઇ સમાજ-શાસ્ત્રીના અભ્યાસીને કે એવા કોઇને તે અભ્યાસ કરવા યોગ્ય હશે, પણ તેથી શું આપણે તે ચાલે છે તેમને તેમ ચલાવ્યાજ કરવા જોઇએ? આપણે તેમ કરીને ધર્મની હાંસી થવા દેવી જોઇએ? આપણી અક્કલની કીમત અંકાવા દેવી જોઇએ? જે વ્હેમ પોષાય છે, જે નુકશાન થાય છે, તે થવા દેવું જોઇએ? ના નહિજ, કદિ નહિ.

કોઇ કહેશે કે આ વ્રત નાશ થવા દેવા જોઇએ નહિ કેમકે જો તે હશે તો અંદર સુધારો થઇને અસલના વખતમાં જેમ તે કેટલીક બાતોમાં લાભ-દાયી હતા તેમ લાભદાયક કરી શકાશે આ આશા પણ મિથ્યા છે. ઘણાય કાળો સુધી તે આવીજ દશામાં ચાલ્યા આવે છે અને હવે તે ફરીથી સુધરીને લાભદાયક થાય તે મનાય તેવું નથી. કારણ કે હવેના જમાનામાંજ ઘણો ફેર છે વળી જે લાભ દાખલ કરવા હોય તે બીજી રીતોએ થઇ શકે તેમ છે. અને આમાં સમાયેલાં જોખમ અને નુકશાનથી આ નવી રીતો નિરાળી છે.

કોઇ કહેશે કે આ વ્રત ઉપવાસથી મનની દ્રઢતા આવે છે; જો યોગ્ય રીતે આ પળાતું હોય તો કદાચ તેવી દ્રઢતા ખીલતી હશે. પણ હાલમાં તો તેની દ્રઢતા ખીલવવાનો હેતુજ રાખવામાં આવતો નથી. એટલે કન્યા વર્ગ જેઓ વધુમાં વધુ વ્રતો કરે છે તેઓમાંજ ખાસ કરીને દ્રઢતાની ગેરહાજરી

જોવામાં આવે છે; તેઓજ હીસ્ટીરીઆયો પીડાતાં હોય છે, કે કપડા લત્તામાં કે ખાવામાં જક કરતાં દેખાય છે.

કોઇ કહેશે કે હાલમાં પશ્ચિમ તરફ Fast cure-ઉપવાસ કરીને દરદ મટાડવાની વાતો ચાલે છે તેવું કાંઇ સત્ય આપણા વ્રતોમાં કેમ ન હોય? ને તેવું સત્ય હોય તો તે સમજીને અમલમાં મૂકવું જોઇએ? પણ પાશ્ચમ તરફ તો આ ઉપવાસની બરોબર વિધિ છે, શી રીતે ખોરાક ઘટાડવો, અને પછી પાછો શી રીતે લેવા માંડવો તેનાં પ્રમાણ છે. અને તે છતાંયે ઘણા લોકો આની વિરૂદ્ધમાં છે અને તેથી કાઇજ ફાયદો નથી એવો મત ધરાવે છે.

વળી કેટલાંએક વ્રતો, અગીઆરસ, વગેરે ઉજવવાનાં હોય છે તે તો ફક્ત મોટાઇનાંજ હોય છે. તવંગર લોકોને તો તે પાલવે પણ કોઇ વાર ગરીબ ગરબા પણ ઉજવ્યા વગર વ્રતનું ફળ મળેજ નહિ એ માન્યતાથી પેટે પાટા બાંધીને પણ વ્રતો ઉજવી ખર્ચ કરે છે. તે વખતે લોકમાં પાછી મોટાઇ દેખાડવા ઘરેણાં ગાંઠા પહેરીને રૂપાના વાસણોથી પૂજા કરે છે, અને બ્રહ્મભોજન પણ કરાવે છે. આવા લોકોના મનમાંથી આ ધર્મના તથા પુણ્યના કામ છે એવો ખોટો ખ્યાલ જો કાઢી નંખાય તો ઘણો લાભ થાય.

હવે જમાનો બદલાયો છે. અંધશ્રદ્ધાને બદલે બુદ્ધિબળનો વખત આવ્યો છે સોંઘવારીને બદલે મોંઘવારી થઇ છે. દુનિયાથી દૂર એકાદ ગામમાં જ પુરાઇને ભોગવવાનું શાંત જીવન ગયું છે, અને તેને બદલે જીવનકલહ આવ્યો છે. કમાવવાને માટે સર્વ વર્ણ અને સર્વ દેશો સાથે સરસાઇ કરવાની છે. ભણતર પુરૂષ તથા સ્ત્રી બન્નેને માટે આવશ્યક થયું છે. અને તે મોઘું થયું છે. સર્વ સાધનો એકઠાં કરીને આ આર્થિક ઉત્ક્રાંતિના જમાનામાં ટકી રહેવાનું છે. જે સબળ હશે, સાધન સંપન્ન હશે, તે જ ટકી રહેશે અને આવા આડાઅવળા ઘસારા જેને વેઠવા પડતા હશે તેને ટકી રહેવું મુશ્કેલ પડશે. આ બધી બાબતો પણ વિચારવા જેવી છે.

હવે કર્તવ્ય યુગ આવ્યો છે. આ યુગના વ્રતો પણ નવા કર્તવ્યોને અનુસરતાં જોઇયે. જૂના જમાનાના રૈઢીઆળ વ્રતો કરતાં ઘણા કઠણ વ્રત આપણે લેવાનાં છે. આપણે આત્મિક ઉન્નતિ કરવાની છે. અને તે સાથે સામાજિક ઉન્નતિ પણ કરવાની છે. સ્ત્રી અને પુરૂષને માટે પતિવ્રત અને એક પત્નીવ્રત તે પણ વ્રતોજ છે. મન, વચન અને કાયા વડે આમાં ભંગ પડવા દેવો તે પણ એક કઠણ વ્રત છે. અમુક પરીક્ષામાં પાસ થયા પછી, અથવા નિશાળ

છોડયા પછી શિષ્યવૃત્તિ રાખવી, સમય કાઢીને સદાય નવા નવા વિષયોનો અભ્યાસ કર્યા કરવો તે પણ એક વ્રત છે. શાંતિ, ક્ષમા અને આત્મ સંયમના વ્રતો લેવાના છે. આત્મ સુધારણાનું વ્રત તો દરેક મનુષ્યે ખાસ લેવા જેવું છે. યુવાવસ્થાથીજ આત્મપરીક્ષા કરવાનું વ્રત લેવું અને પોતાના દોષો તારવી કાઢી દૂર કરવા પ્રયત્ન કર્યા કરવો તેથી મોટું વ્રત કે મોટો ધર્મ કયો હોઇ શકે! આ વ્રત તે રિપુસંહાર વ્રત કહેવાય છે શરીરના ષડ્‌રિપુને દૂર કરવાનું તે વ્રત છે પિતૃભક્તિ, માતૃસેવા, ભ્રાતૃભાવના વ્રત પણ દરેક જણે લેવાના છે. આ ઉપરાત મ્હારા દરેક બાળકને-પુત્ર કે પુત્રીને હું યોગ્ય કેળવણી આપીશ, પુત્રને અમુક ઉમર અને પુત્રીને અમુક વય પહેલાં નહિજ પરણાવું. અમુક ઉમર પછી વિરક્ત ગૃહસ્થાશ્રમ સેવીને સમાજ સેવાના કાર્યો આદરીશ, શુદ્ધ ધર્મ પ્રચાર કરીશ, સમાજમાં જ્ઞાન પ્રસરાવીશ, નોકરી ધંધામાં પણ કર્તવ્યનું પાલન કરીશ એવાં એવાં અનેક વ્રતો હવે તો લેવાનાં છે. આ વ્રતોથી આત્મા ડગલે ડગલે ઉન્નત થાય, મન દૃઢ થાય અને લોકકલ્યાણ થાય; આ ત્રણ હેતુ સાચવવા તરફ ખાસ લક્ષ રાખવાનું છે. અને કદિ પણ ધર્મના પવિત્ર નામને કાંઇપણ લાંછન લાગે નહિ તે તપાસવાનું છે.

આશા છે કે રૂઢીબદ્ધ થયલા વ્રતો તરફ કેળવાયલો વર્ગ જે બેદરકારી બતાવે છે તે દૂર થઇ તેની અંદર જીવ ઘાલી દરેક કુટુંબમાં બુદ્ધિયુકત નવિન વ્રતો દાખલ કરવા તરફ લક્ષ આપશે. એમ થશે ત્યારેજ અત્યારે ધર્મ તરફ જે અભાવ જોવામાં આવે છે તે દૂર થઇ જશે, અને પ્રગતિનો માર્ગ સેવાશે.

---

## "જનસમાજની સેવા."

(લેખક—રા. જયન્તિલાલ માધવલાલ.)

કોઇ પણ રીતે મનુષ્ય જીંદગી અને સમય જાહેર ઉપયોગમાં વપરાતો નહીં હોય તો તે જીવન વ્યર્થ છે દરેક મનુષ્યે જીંદગી અને સમયની કીમત સમજી જીવતનું સાર્થક કરી, જનસમાજને ઉપયોગી થવું જોઇએ. મનુષ્યના વખત અને શકિત ઉપર સકળ સમાજનો હક છે; આ જગતમાં જન્મીને "લક્ષ્મી" થી વિભૂષિત હો તો, ખાનપાન ભોગાદિમાં મશગુલ રહી છેવટે મરી જવું એ મનુષ્ય જન્મનો હેતુ નથી. ખાવું, પીવું, નિદ્રા લેવી. એશઆરામ ભોગવવો, અને કાંઈ પણ સુકૃત્ય કર્યા વગર આ મનુષ્ય દેહ

પુરી કરવો, એમાં જીવનની મહત્તા નથી. પરંતુ લાખો અને કરોડો મનુષ્યોની મેદિનીમાં જનસમાજને મદદ રૂપ થઇ પુણ્ય-પવિત્ર જીવન ગાળવામાંજ ખરી કસોટી છે. ધનિકોએ મોજશોખમાં અને લાડી, વાડી, તેમજ ગાડીમાં નિમગ્ન રહી સ્વચ્છંદાચારી બનવાનું નથી. પૈસા ન હોય તો ગરીબાઇમાં જીવન ગુજારી તદ્દન કંગાલ સ્થિતિમાં મરી જવું તે પણ જન્મનો હેતુ નથી. ભલે સ્થિતિ ગમે તેવી હોય પણ જો વિધાતા રંગથી તમે રંગાએલા હશો તો તમારે કાંઇક કરવાનું છે;-આ જગત્-નાટકશાળામાં તમારે કોઈ પણ જાતનો વેષ ભજવવાનો છે અને અન્ય પ્રેક્ષકોને તમારા વેષથી શિક્ષણ આપવાનું છે.

ટોમ્સ ફુલર કહે છે-"જે સારી રીતે જીવે છે તેજ વધારે વખત જીવી શકે છે; અને ખરાબ રીતે ગાળેલા કાળને જીવ્યું કહેવાય નહિ, પણ ગુમાવેલું કહેવાય."

ફ્રાન્સીસ કેમ્પબેલ લખે છે કે-"તમારી જીંદગી એક પવિત્ર બોજો છે, તે તરફ જુઓ; તેને ઉચકો અને ગંભીરાઇથી તેનું વહન કરો."

એક કવિ લખે છે કેઃ—

"દુનિયા તણી રણભૂમિપર આત્મા સજીને આવતાં
ના થાઓ મુંગા ઢોર હાંખર-નાસતાં ને ભાગતાં
કિંતુ બનો શુરવીર-ધીર જીંદગી-લડાઇમાં ને કાર્યો કરો ચતુરાઇનાં."

આ જગતમાં અનેક પ્રકારના મનુષ્યો જન્મે છે, પણ તેમાંના થોડાકજ પોતાના મરણ પછી નામ અમર કરી ગયા છે

### ખરૂં જીવન કયું કહેવાય?

એક આંગ્લ કવિના શબ્દોમાં કહીએ તોઃ—

"આપણું જીવન કૃત્યોમાં છે, વર્ષોમા નથી; વિચારોમાં છે, શ્વાસોશ્વાસમા નથી; ભાવનાઓમાં છે, ઘડિયાળના ટકોરામાં નથી; આપણે આયુષ્યની લંબાઇ હૃદયના ધબકારાઓ વડે ગણવાની છે. તેજ નર સૌથી વધારે જીવ્યો, જેણે ઉંડામાં ઉંડો વિચાર, ઊંચામાં ઊંચી ભાવના, અને પરમશ્રેષ્ઠ વર્તન સાધ્યાં."

આ મોહમયી મહીપર પૂર્વના પુણ્યવશાત્ માનવ જન્મની પ્રાપ્તિ થાય છે, જીવન અલ્પ છે, જગતના ભોગ નાશવંત છે અને જે અન્યને માટે પોતાનું જીવન ગાળે છે, તેજ જીવે છે; બાકીના તો જીવતાં છતાં મરેલા છે.

"Do all the good you can,
By all the means you can,
In all the ways you can,
At all the times you can,
To all the people you can,
As long as ever you can."
(Wesley.)

**કેટલાકોની ગંભીર ભૂલ.**

પોતાનું તેમ પોતાના કુટુંબનું પોષણ કરવું એ પ્રત્યેક મનુષ્યની પહેલી ફરજ છે, અને આ ફરજ પૈસા કમાઈ પોતાનું ગુજરાન કરવાને માટે સાધનો મેળવ્યાથીજ અદા કરી શકાય છે. આ પ્રથમ કર્તવ્ય બજાવ્યા પછીજ તેના પાયા ઉપર મોટી ઈમારતો ચણી શકાય છે અને ત્યાર પછીજ જનમંડળના લાભાર્થે થતી હીલચાલોમાં આપણાથી મદદ કરી શકાય છે. પોતાનું પુરું કરવાને દરેક મનુષ્યને કમાવાની જરૂર છે એ બાબતપર હું ખાસ કરીને ભાર મુકું છું. હું એ સિદ્ધાંત સ્વીકારું છું, એટલુંજ નહીં પણ તેને માટે ખાસ આગ્રહ કરું છું. પરંતુ એ ઉપરથી એમ નથી સમજવાનું કે ગુજરાન ચલાવવાને માટેજ કમાવું ગુજરાનને માટે કમાવું એ તો માત્ર ઇમારતનો પાયો છે.

ધનિકોએ ખ્યાલ રાખવાનો કે પૈસો એકલો પુન્ય નથી, પણ એ પૈસા વડે મનુષ્ય જાતની થતી સેવા-પુન્ય છે.

જીવનનો ઉચ્ચમાં ઉચ્ચ લાભ આપણે ન લઇએ અને ઉચ્ચ કેળવણી લીધા છતાં જીવત્ નદીના સ્રોતમાં જેમ તણખલાં વ્હયાં જાય છે તેમ જીવતરને કાળ રૂપી નદીમાં વ્હેવડાવ્યાં જઇએ તો એ કોઇ રીતે યોગ્ય નથી. આપણાં ધર્મશાસ્ત્રોમાં મનુષ્ય જીવન મળવું એ ઘણું દુર્લભ અને મહા ભાગ્ય ગણાય છે. ગુજરાતનાં ભક્ત કવિ સ્વર્ગસ્થ ભોળાનાથ સારાભાઇએ પણ ગાયું છે કેઃ—

"આ સંસારે માનવીને ઉદ્દેશ સ્થાપ્યો,
મોંઘો આ વ્યર્થ ગુમાવવા નથી આપ્યો"

સંસારમાં જન્મ સાથે મૃત્યુ હમેશાં નિર્માણ થયું છે; પરંતુ મનુષ્યનું જીવન કર્તવ્યશૂન્ય હોય ત્યારે તેનું જીવન ધારણ કરેલું સાર્થક્ય નથી. પશુઓ પણ જન્મે છે, અહીં તહીં ભટકી પેટનું પુરું કરે છે, અને મરણ પામે છે,

તેજ પ્રમાણે જેમનું જીવન પરોપકાર વિનાનું–જનમંડળની સેવા વિનાનું હોય તો તેમને પશુપક્ષીના જેવાં જીવનવાળાં કહેવામાં અતિશયોક્તિ નથી.

સેવા–એજ મનુષ્યનું કર્તવ્ય છે, સેવા એ મહાન ઉપદેશ છે. માનવ દેહની સાર્થકતાને માટે સેવા એ ઉત્તમ ઉદ્યોગશાળા છે. સત્કૃત્ય એ એક સુવાસિત પુષ્પ છે; પુષ્પની સુરભિથી સહુને આનંદ થાય છે, દુઃખિત જનો તેનાથી ક્ષણભર પોતાની પીડા વીસરી શકે છે. તે પ્રમાણે સત્કૃત્યરૂપી પુષ્પની વાસ એક સ્થાને ન રહેતાં લોકોને અતિ સુખકારક થાય છે. દરેક મનુષ્યે કેવળ નિષ્કામ વૃત્તિથી કોઇ પણ પ્રકારના રાગરહિત બની અંતઃકરણ ભગવું કરી, જનસમાજની સેવા બજાવવામાં સુભાગ્ય માનવુ જોઇએ. ગયો વખત પાછો આવતો નથી. કાળ આવીને ક્યારે ભક્ષી લેશે તેની કોઇને ખબર નથી. આ જીવન ક્ષણિક છાયા સમાન છે. શેકસ્પીઅર, માનવીને નટની ઉપમા આપે છે, તે યથાર્થ છે. જનસમાજની સેવાનો મહા મંત્ર આપણા લોકોમાં વધારે જાગૃત થાય અને તે રીતે પરમ પારમાર્થિક કાર્ય કરવાને ઉત્તેજાય તો આપણી સાંપ્રત સ્થિતિ ઘણે અંશે સુધરે એ નિઃસંદેહ છે. જો સર્વત્ર સમાજ સેવાના મંત્રો ઉચ્ચારાય, અને વ્રત લેવાય, તો જરૂર, રાજેશ્રી લલિત કહે છે તેમઃ—

" સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્યનાં શૌર્યભર્યાં સંતાન હિન્દમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે,
પોતાના પ્રિય દેશી જનના દુઃખ પરસ્પર ધરશે;
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુંદર હિન્દ થશે."

જીંદગીને સ્વાર્થના–લોભના–મોહના કિલ્લામાં પુરી રાખવાની નથી. આપણી જીંદગીને અન્ય અનેક જીંદગીઓમાં પ્રકાશ અને આનંદ ફેલાવતી પવિત્ર ગંગા નદી જેવી બનાવવાની છે; અને જેમ તે નદી પોતાના પવિત્ર સલિલમાં સ્નાન કરતાં લાખો મનુષ્યોનું કલ્યાણ કરે છે, તેમ આપણે આપણા સંસર્ગમાં આવતાં જેટલાં બની શકે તેટલાં મનુષ્યોની જીંદગી સુખી કરવા પ્રયત્ન કરવાનો છે. परोपकाराय सतां विभूतयः સજ્જન માણસોને જે માનસિક, શારિરિક કે આર્થિક સંપત્તિ પ્રાપ્ત થાય છે, તે હમેશાં બીજા પર ઉપકાર કરવા માટે જ હોય છે; તે ધનથી મોજશોખ માણતો નથી, કે સ્થૂલ

વિષયો-સુખમાં આનંદ પામતો નથી, પણ બીજા જીવોને સુખી કરવાને પોતાનું સંપત્તિબળ-ખુદ પોતાનું શરીર પણ પરાર્થે અર્પણ કરવું એ જ સંપત્તિ અને શરીર પ્રાપ્તિનો હેતુ સમજે છે.

ધર્મશાસ્ત્રમાં પારકાનું ભલું કરવું એજ પુણ્ય કહેલું છે. દુઃખી જગતને આપણા એક જ પિતાના બાળકને-આપણા સ્હોદરને-ભાંડુને સહાય કરવામાં આપણને કુદરત તરફથી જે બક્ષીસ મળી હોય તેનો તેઓના હિતાર્થે સદુપયોગ કરવો એજ તેની સાર્થકતા છે; હિન્દુસ્તાન જેવા ગરીબ અને અજ્ઞાન દેશમાં, જ્યાં કેળવણી અને લક્ષ્મી ઓછાં છે—જ્યાં વિશેષ ભાગ દુઃખી અને નિર્ધન છે અને જ્યાં દુષ્કાળ વારંવાર દર્શન દે છે-એવા દેશમાં સમાજસેવા કરનારા સેવકોની ખાસ જરૂર છે-સમાજ સેવા વડે જ આપણે આપણી પુરાતન ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરી શકીશું

સમાજ સેવાથી જ આપણી ભૂમિ સમૃદ્ધિનું સ્થાન, શારદાની શાળા, કલાનું કેન્દ્ર, ધનનું ધામ, અને વીરોની વસુધા બનશે. જ્યાં સુધી આપણા લોકો અધિકાર અને માન તરફ જોવાને બદલે જનસમાજની સેવાનો અવર્ણનીય આનંદ લેતા નહીં શીખે ત્યાં સુધી આપણું કલ્યાણ દૂર છે એમ સમજવું.

છેવટે સમાજ સેવાના પવિત્ર કાર્ય-અંગે, સેવા ભેખ-કર્તવ્ય વિભૂતિ-પરમાર્થની અડગ કફનીનું, અને જીવનનું, એમાંજ સાર્થક્ય છે, એવું સન્નારીઓ અને સભ્ય જનોને ભાન કરાવી અને સાંપ્રત કાવ્યકારને યાદ કરાવીને અત્રે જ વીરમીશું:—

"જગસેવાનો મહામંત્ર જે,
વિશ્વતણું મધુરં અમૃત જે;
શાંતિ-સ્નેહના અમીરસ પાન,
પીજો હો ! ભારત-સંતાન."



# મધુકાન્તા.

( લેખક—રા. રા. " ન્હાના " બી. એ. )

૧.

" ત્યારે, તમે મ્હને એવો પોલકો નહીં લાવી આપો ? " મધુકાન્તા બોલી.

" ના, હજુ તારી પાસે ઘણાં કપડાં છે. ગયે મહીને જ ચાર પોલકાં નવાં શીવરાવ્યાં છે તેના પૈસા હજુ બાકી છે. કાંઇ પૈસા વાડે ઉતરતા હશે. જો આમ ઉડાઉડ કરશો તો મ્હારે તો ભગવાં પહેરવા વારો આવશે " મધુકાન્તાના પતિ ભગવાનલાલે જવાબ આપ્યો.

મધુકાન્તા તેના બાપને ત્યાં બહુ લાડકી દીકરી હતી બાર વર્ષની ઉમ્મરની થઇ ત્યારે તેની મા એક ન્હાના છોકરાને મૂકી મરણ પામી. એના પિતા ફરી પરણી શકે એટલી ઉમ્મરના હતા તો પણ ફરી પરણ્યા નહીં. માસિક આવક રૂ. ૬૦-૭૦ ની હતી પણ સાસરાનો પૈસો આવ્યો હતો તેથી મધુ તથા નાનુંની કાંઇ ફીકર નહોતી મધુ માવગરની એટલે એના મનમાં ઓછું ના આવે તેથી જે માગે તે લાવી આપે. મધુ ભણવામા કાંઇ ધ્યાન આપતી નહીં. વળી નાનુની પણ દરકાર રાખવાની એટલે નિશાળે જવાનું ઓછું. પણ ન્યાતજાતમાં ફરે એટલે કપડાં લત્તાંનો શોખ વિશેષ હતો ફેશન ફેશનનાં કપડાં તેના બાપ કરાવે તો પણ મધુ ધરાય નહીં. દરેક સારે અવસરે મ્હારે સાડી નથી, મ્હારે પોલકો નથી કહી રડે ને વળી કહે પણ ખરી કે મ્હારી મા હોત તો મ્હને બધું કરાવે. તેના બાપે દરેક જાતના કપડાં કરાવેલાં તોપણ તે તો માગતી ને માગતીજ.

તે સોળેક વર્ષની થઇ ત્યારે તેના લગ્ન જૂનાગઢ કર્યાં. તેના સાસરીઆં બહુજ ભલાં હતાં. અસલ ખાનદાની કુટુંબ, પણ પછી વખત બદલાયેલો તોપણ ખાનદાની સ્વભાવ ગયેલો નહીં. તેના સસરા ગમે તે સ્થિતિમાં હતા તો પણ ભગવાનલાલને બી એ લગણ ભણાવેલો; લગ્ન વખતે તે બી. એ કલાસમાં હતો. તે બી એ. પાસ થયો ને ઈશ્વરકૃપાથી અમદાવાદમાં હાઇ સ્કુલમાં નોકરી મળી હતી. માસિક પગારમાંથી તેના બાપને મોકલવું પડતું તથા અભ્યાસ કરતો હતો તે વખતે બાપના ઉપર ભાર બહુ ના પડે માટે પોતે ખાનગી દેવું કર્યું હતું તે બદલ પણ, કાંઇક બચાવતો એટલે ફક્ત રૂ. ૩૨ હાથ પર રહેતા.

મધુકાન્તાના બાપ દર વર્ષે કપડાં તથા પસલી બદલ રૂ. ૫૦ મધુને મોકલાવતા, કેમ કે હવે નાનું મોટો થયો હતો, પણ મધુને એટલા રૂપીઆનો કાંઇ હીસાબ નહોતો. નવાં નવાં કપડાંની ફેશનો નીકળતી જાય તેમ તે કપડાં તેને જોઇએ. પચાસ રૂપીઆ તો બે ત્રણ મહીનામાં પુરા થઇ જતા.

મધુકાન્તા સ્વભાવે ઘણીજ સુશીલ હતી અને ભગવાનલાલ આવી પત્ની મળવાથી પોતાને ઘણોજ સુખી માનતો વળી તે હમેશાં સંતોષી હતો તેથી મન આનંદમાં રહેતું, પણ કોઈક કોઇક વાર તે તેની પત્નીની આ કપડાં લત્તાંની ખર્ચાલ ટેવથી કંટાળતો. વિદ્વાન તેથી સ્ત્રી જાતી તરફ ભાવ પણ વિશેષ, અને તેથી ઘણીખરી વાર તો હશે કરી જતું કરતો. આથી મધુ એમ સમજતી કે જો હઠ કરીશું તો માનશે.

આજે મધુકાન્તા વનિતા વિશ્રામના મેળાવડામાં ગઇ હતી. ત્યાં લોકે બીજાં બધાં સાદા પોશાકમાં હતાં, તોપણ ન્યાતની સ્ત્રીઓ પોશાકમાં એક બીજા સાથે હરીફાઈ કરતી હતી. તેમાં કૃષ્ણલાલના પત્ની વિદ્યાલક્ષ્મીનો પોલકો ઘણોજ સુંદર અને સારો હતો. મધુકાન્તાનું ચિત્ત તો સભાના કામ તરફ લગારે નહોતું. પણ સભાનું કામ કયારે બંધ થાય કે વિદ્યાલક્ષ્મીને પોલકા સંબંધી પૂછે. સભાનું કામ પુરૂં થયું. મધુએ વિદ્યાલક્ષ્મીનો પોલકો બરોબર જોયો ને એવો મંગાવવાનો વિચાર કર્યો. કૃષ્ણલાલ ભગવાનલાલનો એક મિત્ર હતો એટલે કૃષ્ણલાલને કહીશ એમ વિચાર્યું, પણ ઘેર આવી કે તરતજ ભગવાનલાલને વળ કરીને એવા પોલકાની માગણી કરી, પણ તે તો હા કહેજ નહીં

"પણ જો તમે હા કહો તો મ્હારા બાપાએ મોકલેલા પૈસા છે તેમાંથી લઉં અગર તમે મુંબઇ જાઓછો ત્યાંથી લાવજો."

"ના, હું કાંઇ મુંબઇ જેરીના કપડાં લેવા જતો નથી. જેટલાં કપડાં તમારી પાસે છે તે એક એક દહાડો પહેરશો તોપણ ત્રણ મહીના ચાલશે."

"પણ એ પોલકો બહુ સારો છે એની ઉપરની ઝુલ તથા બો ઘણીજ સરસ છે. મ્હને એ બહુજ ગમે છે મ્હારી પાસે એવો પોલકો એક્કે નથી. એની કીમત કાંઇ નથી. ફકત દોઢ રૂપીઆનું કપડું ને ઉપરનું સાજ તથા સીવડામણ સાડા આઠ એટલે દશ રૂપીઆ થશે."

બીચારા ભગવાનલાલ પારો મહીને ત્રીસ રૂપીઆ રહેતા તેમાં દશ રૂપીઆનો પોલકો સાંભળી કાંઇ બોલી શકયો નહીં, પણ કહ્યુ "ઠીક જોઇશું."

૨.

ભગવાનલાલને મુંબાઇ જવાનું હતું. મધુકાન્તા બપોરની પતિને માટે તૈયારી કરતી હતી પેટી તૈયાર કરીને ખાવાનો કંડીઓ પણ તૈયાર કર્યો. મધુ આ વાતમાં એટલી બધી હુંશીઆર હતી કે ભગવાનલાલને કાંઇપણ ચિંતા રહેતી નહીં. કૃષ્ણલાલ આવી પહોંચ્યો. તે ફકત સ્ટેશનપર વિદાય કરવા જવાનો હતો.

"ભાભી પાન તો બનાવો" કૃષ્ણલાલે કહ્યું.

મધુકાન્તાએ બીડીઓ બનાવી, કૃષ્ણલાલ પાસે મૂકી. જતાં જતાં પણ મધુએ પાછો પોલકો સંભાર્યો. ભગવાનલાલ જરા ચીડાયો ને બોલ્યો, "બસ, તમને એક વખત તો કહ્યું કે એ વાત તમારે કરવી જ નહીં. ને કહ્યું છે કે જોઇશું."

કૃષ્ણલાલ સ્રીસ્વાતંત્ર્યનો હીમાયતી હતો, તેમજ ભગવાનલાલ તથા તેના બધા મિત્રો પણ હતા. પણ તે બધા परोपदेशे पांडित्यम्‌વાળા હતા. હમેશાં પોતે પોતાની પત્નીની ફરીઆદ કરતા, પણ બીજા કોઇની પત્ની બોલે તો તેનો પક્ષ લેતા. તરત જ કૃષ્ણલાલ બોલી ઉઠયો, "કેવો પોલકો જોઇએ છે ?"

"અમારા વિદ્યાભાભીએ કાલે પહેર્યો હતો તેવો"

"મ્હારે ઘેર કાલે જજો. દરજી માડોશમાં જ છે. કપડું વગેરે તે જ આપે છે એટલે શીવડાવી લેજો" કૃષ્ણલાલ બોલ્યો, અને ભગવાનલાલ તરફ ફરીને કહ્યું, "તારે કયાં છૈયાં છોકરાં છે કે પરણાવવા છે. શા માટે આ કંજુસાઇ કરે છે. તારે કોટ–પાટલુન બધું જોઇએ ને બૈરાને કશું નહીં શું એ પેટભરી નોકર છે ?"

આમ પક્ષ લેનાર મળવાથી મધુકાન્તામાં હીંમત આવી અને ભગવાનલાલે ધાર્યું કે આપણું અહીં ચાલે એમ નથી તેથી 'છાનોમાનો સામાન ગાડીમાં મૂકાવીને ગાડીમાં બેઠો. પણ ગાડીમાં બેસતાં બેસતાં મધુને હસીને કહ્યું, "ત્યારે તમે શીવડાવજો. પણ મુંબાઈથી હું આવું ત્યાર પછી થઇ રહેશે."

બીજે જ દિવસે કૃષ્ણલાલે મધુભાભી એકલાં છે, ગમશે નહીં એમ ધારી વિદ્યાલક્ષ્મીને મધુને બોલાવવા મોકલવા કહ્યું.

તરત જ નોકરને મોકલ્યો ને મધુકાન્તા આવી પહોંચી. વાતમાં ને વાતમાં પોલકાની વાત નીકળી. કૃષ્ણલાલે દરજીને બોલાવ્યો, પણ મધુએ કહ્યું કે "એ આવશે એટલે થશે."

"ના, ના, એમાં શું, પૈસા એમની પાસેથી હું લઇ લઇશ"

"મ્હારે પણ બીજો પોલકો શીવડાવવો છે." વિદ્યાલક્ષ્મી બોલી ઉઠી.

"પછીથી થશે" કૃષ્ણલાલે લગાર મ્હોં કટાણું કરી કહ્યું.

"ના પછી કેમ? તમે પણ શીવડાવો. હું એક તમારા જેવો ને બીજો આ નવી ફેશનનો એમ બે શીવડાવું છું." મધુકાન્તા બોલી.

કૃષ્ણલાલ ચૂપ જ થઇ ગયો, પણ શું કરે?

દરજીને બે મધુકાન્તાના અને એક વિદ્યાલક્ષ્મીનો એમ ત્રણ કબજા શીવવા આપ્યા. બે ત્રણ દિવસે દરજી શીવીને લાવ્યો મધુકાન્તાનું બીલ રૂ. ૨૦)નું થયું. પસલીના રૂપીઆ તાજા જ આવ્યા હતા તેથી તે તરત જ મોકલી આપ્યા.

અઠવાડીઆ પછી ભગવાનલાલ પાછો આવ્યો. મુંબાઇમાં તે વખતે પ્રાર્થના સમાજમાં મિસ કૃષ્ણાબાઇ બી.એ.નું ભાષણ હતું. ભાષણનો વિષય, "સ્ત્રીઓની ઉન્નતિ અને પુરૂષોની ફરજ" નો હતો. મિસ કૃષ્ણાબાઇ ઘણા જ સાદા પોષાકમાં હતાં ને તે ભગવાનલાલને પસંદ પડયો ને તેથી પોતાની પત્નીને માટે એક સુંદર પણ સાદો પોલકો વેચાતો લીધો. મધુકાન્તાએ હેતાળ હૃદયે પતિનું સ્વાગત કર્યું મુંબાઇની નવાજુનીમાં મિસ કૃષ્ણાબાઇના ભાષણની વાત પણ ભગવાનલાલે કરી વળી તેના સાદા પોષાકનાં વખાણ કર્યાં, ને તરત જ પેટીમાંથી પોલકો કાઢી મધુકાન્તાને આપ્યો ને કહ્યું, "જે સ્ત્રીના અંતરમાંથી તે જ બહાર પડતું નથી તે જ સ્ત્રીને ભપકાદાર પોષાકથી તે જ પાડવું પડે છે પણ વિદુષી કૃષ્ણાબાઇ બી. એ. પાસ થયાં છે, તોપણ આવો સુંદર સાદો પોલકો જ પહેર્યો હતો; તે મ્હને બહુ પસંદ પડયો, ને તેથી તારે માટે એક લાવ્યો છું. આ પોલકો એમની શાળામાં જ શીવેલો છે."

"મ્હારે તો એ પોલકો જોઇતો નથી. મ્હેં તો વિદ્યાલક્ષ્મી મારફતે શીવડાવ્યો."

"વિદ્યાલક્ષ્મી વિદ્યા રહિત છે એટલે એવાં કપડાં જ શોભે પણ મ્હને આ ગમે છે માટે તમે તો આ પહેરજો જ"

"ઠીક," કહી લીધો પણ કદી એ પહેર્યો નહીં.

૩.

આમ વર્ષોના વર્ષ વીતતાં ગયાં ભગવાનલાલનો પગાર પણ વધ્યો. વળી દેવું પણ પતી ગયું હતું. પિતાને સારૂં ઘેર થોડું મોકલાવવું પડતું, તેમજ ઘરખર્ચ પણ વધતું ગયું રૂ ૪,૦૦૦ નો વીમો ઉતરાવ્યો તેના પણ રૂ ૧૫૦ વાર્ષિક ભરવા પડતા. ભગવાનલાલના એક મિત્ર રા. બલવંતરાય તો હમેશાં સ્ત્રીઓની તરફેણમાંજ. તે હમેશાં ભગવાનલાલને ઘેર આવે, ને

મધુકાન્તા જે કહે તે હા એ હા. મધુકાન્તાને એ બહુ ફાવતું. બલવંતરાયનો સ્વભાવ ઘણો સારો ને પરગજુ ને તે ગમે તેવા કામમાં હોય તોપણ જો સ્ત્રીઓ તરફથી કાંઇપણ વિનંતી કરવામાં આવે તો તે કામ ઉપાડી લેવાને તૈયારજ; અને વારંવાર મધુકાન્તાને કાંઇ ને કાંઇ નવી ચીજ લાવી બતાવે; મધુ તો તે જોતાંજ ભગવાનલાલ તરફ નજર કરે ને ભગવાનલાલથી ના જ ના પડાય કેમકે જો કદાચ ના પાડે તો રા. બલવંતરાય તો તેના ઉપર હતરી પડેજ.

મધુકાન્તાની ઉમર પચીસ છવીસ વર્ષની થઇ પણ પેટે કાંઇ છોકરૂં નહોતું. ભગવાનલાલની સ્થિતિ પણ દિવસે દિવસે સુધરતી ગઇ પણ એક આ દુઃખ હતું. ભગવાનલાલ તો સુખ માનતો ને મધુ પણ પોતાની જાતને સુખી ગણતી, પણ આસપાસ સરખી વયની સખીઓ એક બે છોકરાંની મા થયેલી તેથી તેઓ કોઈ કોઈ વખત મધુની દયા લાવે, સાથે મંદીરમાં દર્શન કરવા જાય તો બધા એ બાબત બાધા પણ રાખે; પણ સારો દિવસ આવ્યોજ નહોતો. ભગવાનલાલ તો એમજ માનતો કે "સ્ત્રી વિનાની જીંદગી દુઃખમય છે પણ છોકરાવાળી જીંદગી તો અતિ દુઃખમય છે." આસપાસ મિત્રો તથા તેમની પત્નીઓ જ્યારે જ્યારે એકઠા મળતા ત્યારે હમેશાં મધુ તથા ભગવાનલાલને કહેતા પણ ખરા કે "તમે આમ શું કરો છો? કોણ ખાનાર છે? હુતો ને હુતી. શા માટે નોકર રાખતા નથી. તમારા જેવી સ્થિતિ હોય તો અમે તો બ્રાહ્મણ ચાકર રાખીએ." ને મધુ પણ હવે માનવા લાગી કે "મ્હારે શા માટે બચાવવું જોઇએ. કયા છોકરા છોકરી પરણાવવા છે?"

મધુકાન્તા જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં જે જે સારૂં સારૂં જુએ તે લાવે. ઘર શણગારવું, રૂમાલ, ચક, તોરણો, વગેરે ભરી ઘરને શોભાયમાન બનાવવું એ જ હવે રહ્યું હતું. ઘરેણાં પણ જાતજાતનાં કરાવે. હાથની બંગડીઓ પણ ત્રણ ચાર જાતની. કંઠી, રાયણમાળા, મોહનમાળા, મોતીનું મંગળસુત્ર વગેરે કરાવવા લાગી. ભગવાનલાલ આમાં કાંઇ વાંધો લેતો નહીં પણ જ્યારે જ્યારે કપડાં લેવાના આવે ત્યારે તો તેનું મન બહુ જ દુઃખાતું. ધીરે ધીરે ઘરેણાં-પરથી તેનો મોહ ઉતરતો ગયો પણ કપડામાં તે વધારે ને વધારે ખર્ચ કરવા લાગી. વળી નવરાશના વખતે કાંઇ ને કાંઇ ભરવા જોઇએ, રૂમાલો તો જાતજાતના ભર્યા હતા તે ભરીને ટ્રંકો રાખી હતી. રેશમ લાવીને કોર ભરે, ને કોર મૂકવા પોત જોઇએ. ભગવાનલાલ કહે ત્યારે કહેતી કે "મ્હને નવરા બેશી રહેવું ગમતું નથી. વાંચવાનો કંટાળો છે." માટે કાંઇ ને કાંઇ ભરે

તે ભરત કામ ઘણું જ સરસ હતું. મુંબાઇ, ભરૂચ વગેરે પ્રદર્શનમાંથી સોના રૂપાના ચાંદો મળેલા એટલે ભગવાનલાલના બીજા મિત્રો પણ મધુકાન્તાને ઉત્તેજન આપે ને તેમ તેમ આ તરફનો ખર્ચ વધતો ગયો. નવરાશ પણ ભગવાનલાલને ખર્ચરૂપજ હતી. ભગવાનલાલ તેના મિત્રો તથા મિત્રપત્નીઓને ઘણું વારતો પણ તેઓ તો તેને સાંભળતાંજ નહીં.

૪.

મધુકાન્તાનું પિયર ભરૂચ હતું. તેની ફોઇની છોકરીના લગ્નપર તેને ભરૂચ જવાનું થયું. ને તે ભરૂચ ગઈ હતી તેવામાં તેના એક મિત્ર મુકુન્દરાયના પત્ની કુસુમનો પત્ર મધુ ઉપર આવ્યો. શું લખ્યું હશે તે જાણવાની જીજ્ઞાસાથી કાગળ ફોડી વાંચ્યો. કુસુમ મુંબાઇ તેના ભાઇને ત્યાં ગઇ હતી. જ્યારે કુસુમ કાંઇ ને કાંઇ નવી ચીજ લાવે ત્યારે મધુ તેને કહે કે "મ્હારે માટે કેમ ના લાવ્યા? શું પૈસા નહીં આપું? જાઓ આ હું રાખીશ. તમે બીજી મંગાવી લેજો હવેથી ગમે તે ચીજ તમારે માટે લાવો તે મ્હારે માટે લાવજોજ, અગર તમારી લઈ લઇશ" કાગળ ફોડી ભગવાનલાલ વાંચવા લાગ્યો.

"પ્રિય સખી મધુ,

તમારો પત્ર પહોંચ્યો છે, હું ખુશીમાં છું મ્હેં એક નવી સાડી મ્હારે માટે લીધી છે ને તમારે માટે પણ લીધી છે તેના પરની કોર પણ ગઈ કાલેજ લઈ આવી છું. ખર્ચ દરેક સાડીનું રૂ ૨૫ આવશે. હાલમાં અહીં ઘણાં એવાં પહેરે છે ને તે ઘણીજ સારી લાગે છે મ્હને બહુજ ગમી તેથી મ્હારે ને તમારે માટે પણ લીધી છે.........

આટલું વાંચતાંજ કાગળ હાથમાથી પડી ગયો, ને મનમાં વિચાર કરવા લાગ્યો કે મ્હારે હવે શું કરવું? એ તો સમજતી નથી અને આ મ્હારાં મિત્રો પણ સમજતા નથી. એ નકામા ચીથરામાં પૈસા નાંખી દે છે, ઘણી વખત સમજાવ્યું પણ સમજતી નથી. એક તરફ ઘરખર્ચ ને બીજી તરફ મધુના કપડાંલત્તાંનો ખર્ચ છે ભગવાનલાલને તરતજ એક નવીન ઉપાય સુઝ્યો. એક કાર્ડ લઇ બધા મિત્રો તથા મિત્ર-પત્નીઓને નીચે પ્રમાણે નોટીસ લખી નાખી.

## નોટીસ.

રા. ભગવાનલાલ એમ. દેસાઇ બી એ. તરફથી.

રા. કૃષ્ણલાલ, મુકન્દરાય, બલવંતરાય અને બીજા તથા તેમના પત્નીઓને.

એમ જાણવામાં આવ્યું છે કે તમે બધા સીધી કે આડકતરી રીતે મ્હારી પત્નીને મ્હારા પૈસા નકામા તથા ઉડાઉપણે ખર્ચવા ઉત્તેજન આપોછો, તેથી મ્હારે ઘણી દીલગીરી સાથે તમને બધાને અને દરેકને નીચે પ્રમાણે નોટીસ આપવાની જરૂર પડી છેઃ—

"કે જો તમે મ્હારી પત્ની તરફથી, કોઈપણ ચીજ બારોબાર મંગાવવાની માગણી કે વિનંતી સ્વીકારશો તો તમને તે ચીજના પૈસા આપવામાં આવશે નહીં એટલુંજ નહીં પણ વધારામાં સખ્ત ઠપકાને પાત્ર થશો."

**ભ. મો. દે.**

આ નોટીસ બધા મિત્રો તથા મિત્રપત્નીઓમાં વંચાઇ.

અઠવાડીયું પસાર થઇ ગયું. મધુકાન્તા પાછી આવી. બધા મલવા ગયા ને બહુજ મશ્કરી કરવા લાગ્યા. મધુ શરમાઇ ગઇ ને આંખમાં આંસુ આવવા જેવું થઈ ગયું; પણ ભગવાનલાલ બોલી ઉઠયો કે "આ બધા જૂઠા છે આ બધી વાત જોડી કાઢીછે. હું કાંઇ નોટીસ આપું? ના કયાં મ્હોડેથી નથી કહેવાતી. ને પોતાના બોલવાને ખરૂં મનાવવા બ્રહ્મહત્યાના ખોટા સોગન પણ ખાધા. મધુના મનમાં જરા શંકા આવી, ને માન્યું પણ ખરૂં કે આ બધા મશ્કરી કરે છે. પણ આની અસર ઘણીજ સારી થઈ; મધુએ પોતાનું ખર્ચ ઓછું કર્યું. તેના પિયરથી પૈસા મલતા તે પણ પુરા ખર્ચતી નહીં; અને ભગવાનલાલને જે દુઃખ હતું તે આમ સ્હેજમાં જતું રહ્યું, ને તે પતિ પત્ની પરમ સુખમાં દીવસો નિર્ગમન કરવા લાગ્યા.*



* આ વાર્તામાં નોટીસ વગેરે મુખ્ય બનાવો ખરા બનેલા છે.

લેખક.

# આરોગ્ય.

( ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, એલ. સી. પી. એન્ડ એસ )

માણસોને તન્દુરસ્તી એ ઉત્તમોત્તમ સુખ બીજું સૌન્દર્ય. ત્રીજું સારે માર્ગે પ્રાપ્ત કરેલું ધન અને ચોથું મિત્રોની સાથે આનન્દ.

પૈસાના સુખને માટે મતભેદ છે. પરન્તુ તન્દુરસ્તી એ તો પેહેલું સુખ છે એમ બધાંનું કેહેવું છે, એમાં બે મત નથી. લોંગફેલો કેહે છે કે તન્દુરસ્તી વગરનું જીવતર એ તો વેઠ. અને શરીરે સાજા તાજા રહીએ તો તો આનન્દ અને સર્વ વાતે સુખ. હાલમાં વૈદો અને ડાકટરોનો આપણાપર કેટલો ઉપકાર છે તે રોજનું થઇ જવાથી આપણને સમજાતું નથી. વૈદકશાસ્ત્ર અને ડાકટરી વિદ્યાના સહવાસથી આપણા દેશમાં રોગોનાં ખરાં કારણ અને ઇલાજ બાબત વાસ્તવિક જ્ઞાન હવે પ્રસરે છે અને એને પ્રતાપે ભૂત, પ્રેત, બળીઆ માતાનો કોપ, વગેરે વ્હેમો દૂર થતા જાય છે.

ડૉ. જ્હોન મરફે દુનિયાના મહાન શાસ્ત્ર વૈદોમાંનો એક છે. એક વર્તમાન પત્રના પ્રતિનિધિએ એમને થોડા વખત પર પૂછ્યું કે આપણી સુલેહ સંબંધી આટલી બધી વાતો છતાં લડાઇ કેમ બંધ થતી નથી. ડાકટરે કહ્યું કે એનો જવાબ સાદો છે. માણસોના ગુણો બાબત આપણે હજી વિચિત્રજ ખ્યાલ ધરાવીએ છીએ. ઇતિહાસમાં અનુકરણીય અને ઉત્તમ મનુષ્યો કોણ ગણાયછે ? સીઝર, એલેકઝાંડર, વેલીંગ્ટન, કીચનર વગેરે એમણે શાં શાં પરાક્રમ કર્યાં તે બાબત ન્હાનું છોકરૂં પણ કંઇને કંઇ તો જાણતુંજ હશે. પણ જે મહા પુરૂષોએ શોધો કરી કે પ્લેગ શીવર અને મેલેરીઆ તાવ મચ્છરો મારફતે ફેલાય છે અને એ શોધોના પ્રતાપે હજારો અને લાખો મનુષ્યોના જાન બચ્યા એમના નામ સરખાંએ કોણ જાણે છે ? છોકરા છોકરીઓ છેક ન્હાનાં હોય છે અને એમનાં મનપર જે કાળે બહુ સરસ અસરો ઉત્પન્ન કરી શકાય છે તેવી વખતે આપણે એમને શીખવીએ છીએ કે મનુષ્યોનો સંહાર કરે તે વીર પુરૂષો. આપણે ઇતિહાસો ફરીથી લખવા જોઇએ અને મનુષ્યોનો જીવલેણ દુ:ખમાંથી બચાવ કરે એવા મહાપુરૂષોના નામ લડવૈયા કે વીર પુરૂષોના કરતાં પેહેલાં મૂકાય તો લડાઇઓ બંધ થવાની આશા બંધાય. ટુંકામાં મનુષ્યોના ઉદ્ધારકો કરતાં એ મનુષ્યોનો સંહાર કરનારાઓને જ્યાં સુધી વધારે દેવત્વ અર્પાશે ત્યાંસુધી લડાઇઓ ચાલુ રહે છે." ( "ગ્રેઇટ થોટસ" જુલાઇ ૧૯૧૫ )

રોગો દૂર કરાવવામાં ડાકટરો સારી મદદ કરે છે પણ રોગો થાયજ નહીં અથવા આપણું શરીર તંદુરસ્ત રહી શકે એ બાબત તો આપણાજ હાથમાં છે. તંદુરસ્તીએ ઉત્તમ પ્રકારનું સુખ છે એમ બધા કબુલ કરે છે છતાં ઉત્તમ તંદુરસ્તી રાખવા જે પ્રયત્ન કરવાની જરૂર છે અને જે ન્હાની ન્હાની લાલચો દૂર કરવી આવશ્યક છે તે નહીં કરતાં ઘણા માણસો જાણી જોઇને પોતાનાં શરીર બગાડે છે, કાં તો અકાળે મૃત્યુને શરણ થાય છે અગર તો આખું જીવતર માંદા અને રોગીષ્ટ રહી બેહદ દુઃખી થાય છે. આપણા લોકો ઘણે ભાગે એમ ધારે છે કે શરીરે માંદા સાજા રહેવાનું કે અમુક દિવસે મરવાનું એ બધું તો પ્રથમથી નિર્માણ થયેલું હોય છે, પરન્તુ મ્હને એ માન્યતા તદન ખોટી લાગે છે. મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું ગણાય છે અને એમાંથી જે ઓછું થાય તેનું કારણ કાં તો આપણાં માબાપનાં કે આરોસી પારોસીનાં, કે ગામ લોકનાં કે આપણા પોતાનાં શરીર તરફ થતાં પાપો છે. સ્વ. દિ. બા. અંબાલાલ સાકરલાલ કહેતા કે "મ્હને તાવ આવ્યો છે, મ્હારૂં માથું દુઃખે છે, મ્હને ચુંક આવે છે, મ્હને ઝાડો થયો છે" એમ નહીં બોલવું જોઇએ પણ "મ્હેં તાવ આણ્યો છે. મ્હેં માથુ દુખાડ્યું છે. મ્હેં ચુંક આણી છે. મ્હેં ઝાડો કર્યો છે" એમ બોલવું જોઇએ.

જીવન માર્ગમાં પ્રવેશ કરનાર દરેકે દરેક યુવકને શરીર અને આરોગ્ય સંબંધી સામાન્ય જ્ઞાનથી અવશ્ય ફાયદો થયા વગર રહેશે નહીં જેમ શરીર પ્રત્યે માણસો બેદરકાર જોવામાં આવે છે, તેમ પોતાનું શરીર જરા જરામાં બગડી જાય છે એવું માનનારા વ્હેમી માણસો પણ ઘણા હોય છે. "શરીર બગડેલું ને બગડેલું રહે છે" એવું એવા લોકો જેમ ઓછું ધાર્યા કરશે, અને શરીરની ન્હાની ન્હાની ફરીઆદોને જેમ જેમ મ્હોટું રૂપ આપવાની ટેવ વ્હેલી છોડી દેશે તેમ એમને વધારે ફાયદો થશે. ગમે એવા માંદા સાજા હોઇએ તેથી સ્વભાવ ચ્હીડીયો કરી દેવાની જરૂર નથી. અને ઘરનાં માણસના ઉપર ક્રોધ કે તિરસ્કાર રાખી મંદવાડના દુઃખમાં કચકચનું દુઃખ ઉમેરવાની જરૂર નથી.

અજ્ઞાન અને બેદરકારીથી કેવાં નકામાં દુઃખો ઉત્પન્ન થાય છે અને કેવાં ઉપયોગી જીવનોનો નાશ થાય છે તેનો વિચાર કરતાં શોક ઉત્પન્ન થયા વગર રહેતો નથી શરીરની ઓછી સંભાળ રાખ્યાથી ઘણા મહાન પુરૂષો અકાળે મૃત્યુને વશ થયા તે ન થયા હોત. આદ્ય ગુરૂ શંકરાચાર્ય ૩૨ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા હતા. એ જો મહાત્મા ગૌત્તમ બુદ્ધની માફક લાંબુ આયુષ્ય ભોગવી શક્યા હોત તો જગતને કેટલો લાભ થાત ? માહાષ્ટ્ર વીર કેસરી શિવાજી

છત્રપતિ મહારાજ ૫૩ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસ પામ્યા, એ જો દરીક વર્ષ વધારે જીવ્યા હોત તો હિંદુસ્તાનનો ઇતિહાસ કંઇક જુદો જ હોત!

**મહર્ષિ રાનાડે, મણીલાલ નભુભાઇ દ્વિવેદી, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી,** સ્વર્ગસ્થ લોક માન્ય પરમ દેશભક્ત ગોપાળ કૃષ્ણ ગોખલે એ બધા ટુંકા જીવન ભોગવી પોતાના દેશ બાન્ધવોને શોકમાં નાખી ગયા છે આરોગ્ય-વિદ્યાના નિયમો પાળવામાં અને શરીરની સંભાળ લેવામાં એ મહા પુરૂષોએ વધારે સારૂં ધ્યાન આપ્યું હોત તો આપણા દેશને કેટલો બધો લાભ થાત? સારી તન્દુરસ્તી રાખવાના નિયમો ઘણાજ સ્હેલા છે-ટેવોમાં નિયમિતપણું, દરરોજ કસરત, સ્વચ્છતા અને આહાર વિહારમાં વિવેક; આટલાથીજ ઘણા માણસો સુખી રહે છે. જીંદગી લંબાવવી હોય તો ખાવાનું જરા ઓછું કરો. સાદું જીવન અને ઉચ્ચ વિચાર રાખવાથી આપણું આયુષ્ય જરૂર લાંબુ થશે.

ગ્લેડસ્ટન કહેતો કે છેક ન્હાનપણથી એક નિયમ હું પાળું છું. ચાવતી વખતે દરેક કોળીઓ ૨૫ વાર ચાવ્યા વગર હું ગળે ઉતરવા દેતો નથી. અને હું માનું છું કે ઘણે ભાગે તેથીજ મ્હારી તંદુરસ્તી આવી સારી રહી છે.

હવે આ નિયમો આવા સ્હેલા લાગે છે ખરા, પણ તે ઘણા માણસો પાળતા નથી ક્ષણિક સુખોની ખાતર બહુ લોકો જીવનરૂપી અમુલ્ય ધન એદાન મેદાન કરી નાખે છે.

બહુ અકરાતીયા થનાર કે ઠાંસી ઠાંસીને ખાનારાના કરતાં અલ્પ આહારી કે સુક્ષ્મ ખોરાક ખાનારા-જમી રહેવામાં થોડી પોચ રાખીને ઉઠનારા વધારે સુખી થાય છે એ વાત મનાય એવી નથી પણ અનુભવથી સમજાય એવી છે.

વળી સારી કસરત વગર ખરી કકડીને ભૂખ લાગતી નથી, અને ખરી ભૂખ વગર મ્હોટા નગરશેઠના ઘરનાં જમણવારો હોય તોપણ સાદા રોટલા ને દૂધ આગળ તુચ્છ છે. જીભનો સ્વાદ એ ઇન્દ્રિય સુખ છે છતાં એ સુખ આપવા માટે આપણે ઇશ્વરનો ઉપકાર માનવા જેવું છે.

મર્યાદામાં રહીને ભોગવાય તો ઇન્દ્રીય સુખો પણ શરીરનાં હોવાથી નકામાં ગણીશું નહીં પણ એને માટેએ ઇશ્વરનો આભાર સ્વીકારીશું. કકડીને ભૂખ લાગે એ તંદુરસ્તીનું ચિન્હ છે, અને મનની પણ એ સારી હાલત બતાવે છે. માણસોને શ્રમ વેઠવાનો હોય છે એ એમનું સુભાગ્ય છે, દુર્ભાગ્ય નથી. પર્વતોમાં કે નદી કિનારે ખૂબ ફર્યા પછી મિત્રો સાથે ખાવા બેસવામાં જે સુખ મળે છે તે જેવું તેવું નથી

યૂરોપીયન લોકો જમવા બેસતી વખતે ટેબલોપર ફુલદાનીઓ, સ્વચ્છ બિછાનાં અને ચકચકિત ચમચા રકાબીઓ રાખે છે, આપણે પણ આ બાબતમાં એમનું અનુકરણ કરીએ તો હરકત જેવું નથી. જમવા બેસવાની જગ્યા સ્વચ્છ, વાસણ કલાઇ કરેલાં અને ચકચકિત, પાટલા પાસે અને ભાણાં આગળ રંગોળીઓ અને ધૂપ એવું એવું રાખવાની આપણા દેશની જે પ્રસંગોપાત રૂઢી છે તેનો વધારે વાર લાભ લેવાય અને ભોજન વખતે ખૂબ હસાહસ અને નિર્દોષ આનન્દ વ્યાપી રહે એવી યોજનાઓ દરેક ગૃહસ્થે કરવી જોઇએ. જમવાની ચીજોમાં જે કામ મીઠું કરે છે તે કામ વાતચિતમાં અને સાહિત્યમાં હાસ્ય રસનું છે. અને આપણા ઘણાખરા ગુજરાતી ભાઇઓ બહુ ઠાવકા અને ડાહ્યા થઇને બેસી રહે છે, તે જરા વધારે વિનોદી અને ખડખડાટ હસનારા થાય તો સારૂં

લાંબુ આયુષ્ય ભોગવનારાં કુટુંબોની તપાસ કરશો તો માલમ પડશે કે એ.લોકો શહેર કરતાં ગામડાંમાં વધારે રહેતાં હશે કાળીદાસ અને શેકસપીયર અને શંકરાચાર્ય વાંચનારાઓને નદી કિનારા અને ખેતરો અને પર્વતોમાં વારંવાર ફરવા જવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. એક ચીન દેશનો મુસાફર ઇંગ્લંડ ગયો એને ક્રીકેટ રમાતી જોઇને માલમ પડયું કે એમાં રમનારા ઘણાખરા તાલેવન માણસો છે એ ઉપરથી એને બહુ જ નવાઇ લાગી ને બોલી ઉઠયો કે "એ બધા, એમની તરફથી રમનારા નોકરો રાખી લે તો શી હરકત છે ?" સાર એ કે ચીન અને હિન્દુસ્તાનમા મ્હોટા થયા પછી રમવું એ હજી સુધી કંઇક શરમનું ગણાય છે, અને જ્યાં સુધી એ વિચાર સમૂળગો દૂર થશે નહીં ત્યાં સુધી આપણા વિદ્વાન લોકો મધુપ્રમેહ (ડાયાબીટીસ), હાર્ટડીઝીઝ, ચરબીવાળાં મ્હોટાં પેટ અને જરા જરામાં બગડેલી તબીયતવાળા સદાકાળ રહેશે.

સારા ભાગ્યે આપણા દેશની હવા એવી સમશીતોષ્ણ છે કે કોઇ પણ ઋતુમાં બહાર ફરવા જવામાં હરકત પડે જ નહીં. ઠંડા શિયાળાના દિવસોમાં, કડકડતી લ્હાડગાં, છેક પ્રાતઃકાળે હું ફરવા ગએલો છું, અને ગોદડું ઓઢીને પડી રહેવા કરતાં ઘણું જ વધારે સુખ પ્રાપ્ત કર્યું છે. ચોમાસાના વરસતા વરસાદમાં પણ ફરવા જવાની વખતે હું કદી વરસાદ જોઇને ડરી જતો નથી. વર્ષા ઋતુમાં મેદાનો હરીયાળાં બની રહે છે, અને એ ઋતુમાં સન્ધ્યાકાળના અલૌકિક રંગો આકાશમાં જે ભભક ફેલાવે તે બીજી ઋતુમાં ભાગ્યે જ જોવામાં આવે છે વળી જરા જરામાં સળેખમ થયું કે શરદી થઈ કે લુખ લાગી ગઈ

# જીવન સુધારણાનું એક રહસ્ય.*

(અનુવાદક-રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી એ એલ્એલ. બી.)

"તમારામાંના કેટલાએકને-ખાસ કરીને આ કૉલેજના પ્રૉફેસરોને તો-યાદ "હશે કે આર્ટસની છેલ્લી પરીક્ષામાં હું પ્રથમ પાસ થયો તે પહેલાં હું એક "ઘણોજ પાછળ પડી ગયેલો વિદ્યાર્થી હતો. હું પાસ થયો તે વખતે ઘણા "અચંબો પામ્યા હતા. મ્હારા ભણતરમાં આ ફેરફાર થવાનું ફક્ત એક જ "કારણ હતું. મ્હેં મ્હારો ક્રમ અને તે સાથે મ્હારો અભ્યાસ પણ નિયમિત "કરવાનો નિશ્ચય કર્યો આથી થોડા વખતમાં જ મ્હને માલૂમ પડયું કે "પહેલાં કરતાં હું ત્રણ ગણું કામ કરી શકતો હતો. પહેલાં હું આખા "દિવસનો ક્રમ નક્કી કરતો; અને રાત્રે સુતા પહેલાં ઘણી ચીવટાઇથી તે મ્હેં "પાળ્યો હતો કે નહિ તે તપાસી જોતો હતો, અને કાંઇ પણ બાકી રહી ગયું "હોય તો તે માટે મ્હારી જાતને સખ્ત ઠપકો આપતો હતો. અને પછી બીજા "દિવસ માટે ક્રમ ઘડતો હતો. વિદ્યાર્થી અવસ્થા પૂરી થયા પછી હું તે "પ્રમાણે જ કર્યા કરૂં છું, અને આમ કર્યા જ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

આ મતલબનું એક ભાષણ એક સ્વીકારાયલા નેતાએ વિદ્યાર્થીઓ સન્મુખ કર્યું હતું. તે ગૃહસ્થની સાથે ફરી એકવાર વાતચીત કરવાની, તેમની કામ કરવાની પદ્ધતિની વધારે માહિતી હું મેળવી શકયો છું. તે હમેશાં નિયમિત કાર્યક્રમ રાખે છે દિવસના તેમણે બે વિભાગ કરેલા છે એક સવારે ૫ થી ૮નો અને બીજો રાત્રે ૭ થી ૧૦નો. આ સમયને માટે તેઓ પાસે તૈયાર ટાઇમટેબલ છે અને તેમાંથી એક પણ મિનિટ તેઓ નકામી જવા દેતા નથી.

એમનું અનુકરણ શી રીતે કરવું જોઇયે એવા એક પ્રશ્નના ઉત્તરમાં તેમણે મ્હને જણાવ્યું કે દરેક જણે પોતાના સમયના બે ભાગ કરવા, એક ભાગ પોતે તદન સ્વતંત્ર હોય તે વખતનો; તથા બીજો પોતાને કોઇના કહ્યામાં રહેવું ૩૧,૦૦,૦૦,૦૦૦ ઍકર્ત્રીસ પછી અનુકુળ ટાઇમટેબલ ગોઠવીને તે મુજબ ચાલ- ધબકારો અટકે તો થઇ રહ્યું.

આમસીમા પણ ૨૦ સ ઉભર વર્તવા માટે-બરોબર વર્તવાનું કામ તેમના બ્હારની ચરદી મરમી છતાં શરદીમારે દરરોજ રાત્રે અડધો, અથવા આખો

કલાક દિવસમાં થયેલું કામ તપાસવા માટે કાંઢવો જોઇયે. તે વખતે બાકી કેટલું રહી ગયું તે જોવું જોઇયે તથા વધારે દૃઢ વર્તનથી બધું જ કામ પૂરું થઇ રહ્યું હોત કે નહિ તે વિચારવું જોઇયે. શરૂઆતમાં તો તમારા ખ્યાલમાં પણ નહિ હોય તેટલા બધા કલાકો નકામા ગયેલા તમને માલૂમ પડશે પણ આ રીતે સખ્ત આત્મ નિરીક્ષણથી નકામો જતો સમય અટકાવ્યા પછી વિચાર કરવો કે હવે જે કામ આપણે કરીયે છીયે તેથી વધારે કામ તેટલા જ સમયમાં કરી શકાય કે નહિ.

તે મહા પુરૂષે જણાવ્યું કે આ વળી ઘણું કઠણ કામ છે. દરેક જણ એમ જ કહેશે કે આથી વધારે કામ તો મ્હારાથી કરી શકાત જ નહિ મ્હેં એક મિનિટ પણ નકામી નથી ગુમાવી પણ મ્હારા અનુભવથી મ્હેં બીજા ઘણાને દોર્યાં છે અને તેઓ દરેકે મ્હને જણાવ્યું છે કે તેમની માન્યતા ખોટી હતી, એટલે કે તેઓ દરેક જણ તેટલાજ વખતમાં વધારે કામ કરી શક્યા હતા.

આ પછી તે મહા પુરૂષે મ્હને એક બી એસ. ના વિદ્યાર્થીની વાત કહી. એણે તેમને જણાવ્યું હતું કે તે એક કલાકના વીસ પાના કરતાં વધારે વાંચી શકતો નહોતો. તે મહા પુરૂષે આ વિદ્યાર્થીને પોતાની પાસે બેસાડયો. અને ફક્ત પા કલાકમાં તે આઠ પાના વાંચી શકયો. ત્યાર પછી તેને તે પ્રમાણે વાંચવા સુચના કરી અને થોડા દિવસમાં તે વધુ ઝડપથી વાંચવામાં સફળ થયો.

“ખરૂં જરૂરનું એ છે” તેમણે મ્હને કહ્યું “કે એકવાર શરૂ કર્યા પછી દરરોજ જે સુધારો આપણામાં થાય તેથી સંતોષ માનવો જ નહિ. રોજ કાંઇક ને કાંઇક પા ટકો અડધો ટકો સુધારો કરવાથી વર્ષની આખરે કામ એકદમ વધારે થયેલું માલૂમ પડે છે આ પ્રમાણે દર વર્ષે સુધારો થઇ શકે કે નહિ એ પ્રશ્ન વિચારવાની કાંઇ જ જરૂર નથી. કારણ કે ઘણા ખરા માણસો માટે એકદમ અને વારંવાર સુધારા કરવાનો નિશ્ચય કર્યા પછી પણ પોતે પાડેલી સારી ટેવો ચાલુ રાખવાનું જ અશકય થઈ પડે છે.”

ઘણા ખરા વાંચનારને આ બધી વાત નવી લાગશે નહિં. છતાંએ હું ખાત્રીથી કહું છું કે આ પ્રમાણે વર્તવા અજમાયેશ ઘણા થોડાએ જ કરી હશે. આપણે મહિનો બે મહિના બહુ જ નિયમિત રીતે કામ કરીયે છીયે. અને

પછી પાછું બધું ઢીલું મૂકી દઇયે છીયે, અને મહા મહેનતે પાડેલી થોડી ઘણી ટેવો પાછી ભૂલી જઇયે છીયે. આ મહા પુરૂષ જેવું નિયમિત બદ્ધ જીવન ગાળનારો મ્હેં તો હજી સુધી બીજો કોઇ માણસ જોયો નથી. પરંતુ થોડે દરજ્જે આ પ્રકારના કાર્યક્રમ દરેક મહા પુરૂષ કરે છે. જે મહા પુરૂષ સંબંધી અત્રે મ્હેં લખ્યું છે તે કાંઇ અદ્ભુત કે બહુ પ્રકાશિત શક્તિઓ ધરાવતા નથી, અને અત્યાર સુધીમાં જે મહત્તા અને માન તેમને મળ્યાં છે તે ફક્ત તેમની કામ કરવાની આ સુપદ્ધતિને જ લીધે મળ્યાં છે. જે જે કામ તેમણે હાથમાં લીધાં છે તે સફળતાથી પાર ઉતર્યાં છે તેમાં કાંઇ નવાઇ નથી. જે માણસ આટલી બધી આત્મપરીક્ષા કરે, અને ઘણા વિચારને આખરે ગોઠવાયલી પદ્ધતિસર કામ કરે, તે, જે ભૂલોથી બીજાં ઘણાં મનુષ્યોના કામ નિષ્ફળ નિવડે છે તે ભૂલો ન કરે, તે સ્વાભાવિક જ છે.

અત્રે મ્હેં જે ચિત્ર દોર્યું છે તે કોઇને આદર્શ જેવું જ લાગશે પણ તેમ લાગે તો જ તે ચિત્ર સચોટ દોરાયું હું ગણી શકું. તે પુરૂષમાં કાંઇ ખામીઓ નથી તેમ નહિ. તેમનામાં બીજા નેતાઓ કરતાં કદાચ વધારે ખામીઓ હશે; પરંતુ આપણા કામ માટે આપણે તેનો વિચાર કરવાનો નથી. જે વાત હું ખાસ ભાર દઇને, આગ્રહ કરીને કહેવા માગું છું તે ઉપર વર્ણવ્યા પ્રમાણેની કાર્ય પદ્ધતિની સફળતા વિષેજ છે, અને દરેક જણ પોતે તે અજમાવીને જોઇ શકશે. ફક્ત એક જ અઠવાડીયું પ્રમાણિકપણે અજમાવી જોવાથી લાભ જણાઇ આવશે, અને આ લાભને લીધે ભવિષ્યમાં પણ તે પદ્ધતિસરનું વર્તન ચાલુ રાખવા લલચાશો, પરંતુ મ્હારા અનુભવ ઉપરથી હું કહું છું કે આવું વર્તન શરૂ કર્યા પછી મુકી દેવાની લાલચ પણ તેવીજ જબરી થાય છે. કારણ દરેક જણ સુધરવા માગે છે, પણ તે માટે પ્રયત્ન કરવા, મહેનત કરવાનું ગમતું નથી, અને આત્મસુધારણાને અર્થે દરરોજ-દર કલાક-સાવધાનીથી મહેનત કરવાનું ઘણાને કડવું લાગશે પરંતુ એવા પણ વીર આત્માઓ હશે કે જેઓ દરઘડી, દરપળ, દરેક કલાક, દરેક દિવસ આ પ્રમાણેની સુટેવો પાડવા માટે સતત્ શ્રમ કરશે, અને છેવટે આ ટેવો તેમનાં નિત્ય જીવનમાં ઓતપ્રોત કરી દેશે. અને આ આશાથી જ આ થોડીક લીટીઓ યુવક હિંદીઓના શ્રેયાર્થે લખી છે.

# ચર્ચાપત્રો.

૧.

## ત્રિમાસિક બાળબોધમાં.

હિંદુસ્થાનમાં એક લીપી અને સામાન્ય ભાષા માટે પ્રયત્ન ચાલુ છે. એક લીપી થાય તે વાત હિંદી, ગુજરાતી, બંગાલી અને મરાઠી સાહિત્ય પરિષદો માન્ય કરે છે. હિંદુસ્થાનમાં એક લીપીની આવશ્યકતા છે, નહિ તો દેશની ઉન્નતિમાં ઘણી ઢીલ થશે.

આપણા ત્રિમાસિકને દેવનગરી લીપીમાં પણ ગુજરાતી ભાષામાં છાપવામાં આવે તો તે લીપી આપણી કોમમાં પ્રચલીત થાય. તે સિવાય જ્ઞાતિની ઉન્નતિનું કાર્ય પણ સરશે. દક્ષિણ હૈદ્રાબાદમાં આપણી જ્ઞાતિનો ચોથો ભાગ ઓછામાં ઓછો વસે છે તે લોકો ગુજરાતી લીપીથી તદ્દન અજાણ છે. એટલું જ નહિ પણ સુધારામાં એ તે લોકો ઘણા પાછળ છે. ત્યાંના બંધુઓ અને ભગિનીઓને આપણી હારમાં લાવવા એ જ્ઞાતિ તેમ જ દેશ દૃષ્ટિએ ઉત્તમ કામ છે. હૈદ્રાબાદમાં આપણી જ્ઞાતિનાં લગભગ સો ઘર છે. ત્યાંની સ્ત્રીઓ ઘણે ભાગે દેવનગરી-બાળબોધ લીપી સારી રીતે વાંચી અને સમજી શકે છે. હૈદ્રાબાદમાં દરેક ક્ષત્રિયને ત્યાં કાઠીયાવાડી બ્રાહ્મણ રસોઇઆ છે, તેઓ ત્યાંની આપણી જ્ઞાતિની સ્ત્રીઓ માફક ગુજરાતી બોલી અને સમજી શકે છે, પણ વાંચી શકતા નથી. તેથી જો લીપી બાળબોધ હોય તો બ્રાહ્મણો પાસે પણ ત્રિમાસિક વંચાવી સમજી શકે ગયા વર્ષના ગ્રાહકોનું લીસ્ટ જોતાં હૈદ્રાબાદથી માત્ર ચાર જ ગૃહસ્થો ત્રિમાસિક મંગાવે છે

હૈદ્રાબાદ રાજ્યમાં હિંદુઓની વસ્તી ૯૭ ટકા જેટલી છે છતાં તેઓ ઘણા દબાયલા અને પછાત છે. માટે જો ધીમે ધીમે ત્યાંના ક્ષત્રિઓ સુધરે તો આપણે મગરૂર થવા જેવું અને દેશની ઉન્નતિના સરોવરમાં એક ટીપું વધવા જેવું થશે. ત્યાં વિદ્યા તરફ ઘણો અભાવ અને તિરસ્કાર છે. બાળલગ્ન, કુરૈવો વગેરે ત્યાં પ્રચલિત છે. લેખોદ્વારા, પુસ્તકોદ્વારા ત્યાંની સ્ત્રીઓમાં સારા સારાં ઉદ્દેશો ઉદ્ભવે. આ કામ આપણું ત્રિમાસિક સારી રીતે કરી શકશે.

આપણા ગુજરાતના લેખકોને ત્રિમાસિકના વ્યવસ્થાપકો વિનંતી કરી બાળબોધ લીપીમાં પણ ગુજરાતી ભાષામાં લેખો મંગાવશે તો અવશ્ય તે બની શકશે.

આગળ ખાધા ખર્ચ સારૂ ફક્ત રૂપિયા આઠ લેવામાં આવે છે અને નિશાળ ફીનો એક રૂપિયો છે. એટલે ખર્ચ પણ ઘણું મધ્યમસરનું છે. આપણી નાતના ઘણાયે સજ્જનોને બહારગામની કે ફરવાની નોકરી હોય છે અને તેથી છોકરીઓને ભણાવવા માટે સગવડ હોતી નથી અથવા તો મોટું ખર્ચ કરીને શહેરમા ઘર રાખવું પડે છે આવાઓને માટે કર્વેનું બૉર્ડીંગ ઘણું સારૂં થઇ પડે. ત્યાં છોકરીઓની જ સોબત, અને સખ્ત દેખરેખ હોવાથી મનમાં કોઇપણ જાતની શંકા કે ચિંતા રહે તેવું નથી એથી ઉલટું કેટલેક ઠેકાણે તો ગૃહશિક્ષણની ખામી, માતાની અજ્ઞાનતા કે બેદરકારી, અને કન્યાઓને કાંઇ કામ ન હોવાને લીધે વધારે શંકા તથા ચિંતા કરવા જેવું હોય છે. વળી વિધવાઓ માટે પણ કેળવણીની ત્યા ખાસ ગોઠવણ છે અને તેનો લાભ અત્યારે ૮૯ વિધવાઓ લે છે. આ અંકમાં બીજે ઠેકાણે છાપેલી ખબર ઉપરથી માલૂમ પડશે કે, જે કોઇ કન્યા, વિધવા અથવા ગમે તે દરજ્જાની, ગરીબ કે પૈસાદાર બ્હેન કર્વેના આશ્રમમાં દાખલ થશે તેને એક ગૃહસ્થે રૂપિયા દસની માસિક સ્કૉલરશીપ આપવાનું જાહેર કર્યું છે અમે આ સ્કૉલરશીપનો લાભ લેવા સર્વેને ખાસ આગ્રહ કરીયે છીયે. રા મણીલાલ અજીતરાયે પોતાની દીકરીને આ આશ્રમમાં મોકલી છે. તેમને પૂછતાં તેઓએ રા. કર્વેના આશ્રમ સંબંધી સર્વ વાતે સંતોષ બતાવ્યો છે અને જણાવ્યું છે કે ચી બ્હેન બાળુને કોઇપણ રીતની ત્યા અગવડ પડતી નથી શિક્ષણ સારૂ છે અને સસ્તું પણ છે. તે ઉપરાંત કન્યાને માટે કોઇપણ રીતની ચિંતા રહેતી નથી. રા મણીભાઇ સાહેબે આ વાતમાં પહેલ કરી છે તે માટે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. તેમનું અનુકરણ બીજા પણ કરશે એવી આશા અમે રાખીયે છીયે.

**નાતને લગતી હિલચાલો.**

કેટલીએક તરફથી એમ કહેવામાં આવે છે કે દેશના ઉત્કર્ષ માટે નાતો નિકળી જવાની જરૂર છે, અને નાતની હિલચાલોથી નાત તો દૃઢ થાય છે, માટે તે થવી જોઇયે નહિ. અમે પણ કબૂલ કરીયે છીયે કે દેશના ઉત્કર્ષની આડે આવે તેવું જે પણ કાંઇ હોય તેનો અંત આવવો જોઇયે. પરંતુ નાત હિત માટે જે કાંઇ થાય છે તે બધું કાંઇ નાતોના બંધનો સખ્ત કરે તેવું નથી હોતું. કેળવણી માટેની ગોઠવણો. કસરત માટેનાં સાધનો, સામાન્ય જ્ઞાન માટે ભાષણો કે પરીક્ષાઓ, કે હુન્નરકળાના પ્રદર્શનોથી કાંઇ નાતનાં બંધન સખ્ત થતાં નથી. પરંતુ આ હિલચાલોમાં ભાગ લેતા દરેક જણે નાત વાળનું પોતાનું મમત્વ દેશહિતને બાધ કરતા થઇ પડે નહિ તે તરફ ખાસ

લીધે તથા ભણેલા વર્ગની તથા ઉંચા સરકારી નોકરોની સંખ્યા પણ વિશેષ હોવાને લીધે બીજી પણ ઘણી સગવડો મળે માટે ગુજરાતી મારફતે હાઇસ્કુલોમાં તથા કૉલેજોમાં અપાતી કેળવણી છોકરીઓને અપાય તેવી એક સંસ્થા અમદાવાદમાં સ્થાપવા હિલચાલ મજબૂત રીતે કરવી જોઇયે.

**આપણું કર્તવ્ય.** આ હિલચાલ કરવી તે આપણી નાતના મનુષ્યોનું ખાસ કર્તવ્ય હોવું જોઇએ. કારણકે પ્રમાણમાં આપણામાં કેળવણી વધારે પ્રસરેલી છે. વળી હાલના સંજોગોમાં કન્યાઓની લગ્ન વય વધી છે એટલે વખત પણ વધુ ફાજલ પાડી શકાય તેમ છે, અને તે કારણથી હાલ પણ આપણે ભાડાની ગાડીઓ વગેરે બીજું ખર્ચ કરી છોકરીઓને આગળ ભણાવવા પ્રયત્ન કરીયે છીયે. આ પ્રયત્ન કરવા છતાંએ હજી પણ ઘણી આગળ ભણવા યોગ્ય કન્યાઓ આગળ ભણતી નથી. પરંતુ જો ઉપર સૂચવ્યા મુજબની એક સંસ્થા નીકળે તો આપણી નાતની દરેકે દરેક કન્યા તેનો લાભ લઇ શકે, અને તે સાથે બીજી બધી નાતોની કન્યાઓને પણ લાભ મળે. આ રીતે આપણે સ્વાર્થ સાથે પરમાર્થ કરી શકીયે કેળવણી ફંડના ઉત્સાહી સેક્રેટરીઓ અને સભાસદો શરૂઆતમાં જેટલી મહેનત કરતા હતા તેટલી જ મહેનત ગામના બીજા ગૃહસ્થોની સાથે મળીને કરે તો આવી એક સર્વોપયોગી સંસ્થા સ્હેજમાં સ્થાપી શકાય માટે આ વિષય તરફ સર્વે ઉત્સાહી અને કેળવાયલા જ્ઞાતિજનોનું આગ્રહપૂર્વક લક્ષ ખેંચીયે છીયે, અને આશા રાખીયે છીયે કે જાહેર પ્રશ્નોમાં ઉલટભર્યો ભાગ લેવામા આપણી નાતની જે પ્રતિષ્ઠા બંધાઇ છે તે યોગ્ય રીતે જળવાઇ રહેશે.

**કર્વેના આશ્રમમાં સ્કૉલરશીપો.** પરંતુ આ હિલચાલ શરૂ થયા પછી પણ સંસ્થા ઉભી થતાં કેટલોએક વખત થઈ જશે. આ વખત દરમિયાન પ્રો કર્વેની એક યા બીજી સંસ્થાનો લાભ લેવાનું બની શકતું હોય તો કોઇએ ચુકવું જોઈયે નહિ. હાલમા પણ પ્રો. કર્વેના આશ્રમમાં સન્નારીઓની દેખરેખ નીચે કન્યાઓ માટે ઘણું જ સારું બૉર્ડીંગ હાઉસ ચાલે છે અને કન્યાઓને મેટ્રીકની પરીક્ષા માટે તૈયાર કરવામાં આવે છે ત્યાં શિક્ષણ ઉત્તમ પ્રકારનું અપાય છે. છોકરીઓને નીતિ તથા ચારિત્ર્યના પાઠ પણ અપાય છે. સ્હવાર સાંજ પ્રાર્થના કરવામાં આવે છે અને ગીતાનું રહસ્ય સમઝાવવામાં આવે છે. તે સાથે વળી બૉર્ડીંગની કન્યાઓ પોતાનું કામ, પથારી કરવાનું, પોતાની ઓરડી સાફ રાખવાનું, તથા પોતાની થાળી માંજી નાખવાનું, વગેરે પોતે હાથે જ કરે છે. ત્યાં

આગળ ખાધા ખર્ચ સારૂ ફક્ત રૂપિયા આઠ લેવામાં આવે છે અને નિશાળ ફીનો એક રૂપિયો છે. એટલે ખર્ચ પણ ઘણું મધ્યમસરનું છે. આપણી નાતના ઘણાયે સજ્જનોને બહારગામની કે ફરવાની નોકરી હોય છે અને તેથી છોકરીઓને ભણાવવા માટે સગવડ હોતી નથી. અથવા તો મોટું ખર્ચ કરીને શહેરમાં ઘર રાખવું પડે છે આવાઓને માટે કર્વેનું બોર્ડીંગ ઘણું સારૂં થઇ પડે. ત્યાં છોકરીઓની જ સોબત, અને સખ્ત દેખરેખ હોવાથી મનમાં કોઇપણ જાતની શંકા કે ચિંતા રહે તેવું નથી. એથી ઉલટું કેટલેક ઠેકાણે તો ગૃહશિક્ષણની ખામી, માતાની અજ્ઞાનતા કે બેદરકારી, અને કન્યાઓને કાંઇ કામ ન હોવાને લીધે વધારે શંકા તથા ચિંતા કરવા જેવું હોય છે. વળી વિધવાઓ માટે પણ કેળવણીની ત્યાં ખાસ ગોઠવણ છે અને તેનો લાભ અત્યારે ૮૯ વિધવાઓ લે છે. આ અંકમાં બીજે ઠેકાણે છાપેલી ખબર ઉપરથી માલૂમ પડશે કે, જે કોઇ કન્યા, વિધવા અથવા ગમે તે દરજ્જાની, ગરીબ કે પૈસાદાર બ્હેન કર્વેના આશ્રમમાં દાખલ થશે તેને એક ગૃહસ્થે રૂપિયા દસની માસિક સ્કૉલરશીપ આપવાનું જાહેર કર્યું છે અમે આ સ્કૉલરશીપનો લાભ લેવા સર્વેને ખાસ આગ્રહ કરીયે છીયે રા. મણીલાલ અજીતરાયે પોતાની દીકરીને આ આશ્રમમાં મોકલી છે. તેમને પૂછતાં તેઓએ રા. કર્વેના આશ્રમ સંબંધી સર્વ વાતે સંતોષ બતાવ્યો છે અને જણાવ્યું છે કે ત્યાં બ્હેન બાળુને કોઇપણ રીતની ત્યાં અગવડ પડતી નથી શિક્ષણ સારૂ છે અને સસ્તું પણ છે. તે ઉપરાંત કન્યાને માટે કોઇપણ રીતની ચિંતા રહેતી નથી. રા મણીભાઇ સાહેબે આ વાતમાં પહેલ કરી છે તે માટે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. તેમનું અનુકરણ બીજા પણ કરશે એવી આશા અમે રાખીયે છીયે.

**નાતને લગતી હિલચાલો.**

કેટલીએક તરફથી એમ કહેવામાં આવે છે કે દેશના ઉત્કર્ષ માટે નાતો નિકળી જવાની જરૂર છે, અને નાતની હિલચાલોથી નાત તો દૃઢ થાય છે, માટે તે થવી જોઇયે નહિ. અમે પણ કબૂલ કરીયે છીયે કે દેશના ઉત્કર્ષની આડે આવે તેવું જે પણ કાંઇ હોય તેનો અંત આવવો જોઇયે. પરંતુ નાત હિત માટે જે કાંઇ થાય છે તે બધું કાંઇ નાતોના બંધનો સખ્ત કરે તેવું નથી હોતું. કેળવણી માટેની ગોઠવણો, કસરત માટેનાં સાધનો, સામાન્ય જ્ઞાન માટે ભાષણો કે પરીક્ષાઓ, કે હુન્નરકળાના પ્રદર્શનોથી કાંઇ નાતનાં બંધન સખ્ત થતાં નથી. પરંતુ આ હિલચાલોમાં ભાગ લેતા દરેક જણે નાત તરફનું પોતાનું મમત્વ દેશહિતને બાધ કરતા થઇ પડે નહિ તે તરફ ખાસ

ધ્યાન રાખવું જોઇયે. અને સાથે સાથે જાહેર પ્રજા માટે પણ તેવી હિલચાલોમાં કંઇ બની શકતું હોય તે કરવા લક્ષ રાખવું જોઇયે. જે જાહેર સંસ્થાઓથી પોતાની નાતને ખાસ લાભ થાય તેવું હોય, તેવી સંસ્થાઓ ઉભી કરવી; તથા નિકળેલી હોય તો તેને મદદ કરવી એ ઘણું જ લાભકારક છે. તેથી નાતનું કામ સરે છે, અને જાહેર પ્રજાને ખમવું પડતું નથી. તે જ પ્રમાણે નાતના પત્રોમાં પણ નાત માટે અતિશય અને એકમાર્ગી મમત્વ બંધાય તેવું આવવું જોઇયે નહિ. તેમ પરિષદોમાં પણ અન્ય નાતો સાથે સારો સંબંધ તથા પરિચય શી રીતે વધે તે સંબંધી વિચાર થવો જોઇયે. સ્પૉર્ટમાં, ક્રીકેટમાં તેમ જ નાતની કલબોના ભાષણોમાં. વારંવાર બીજી નાતવાળાઓને બોલાવવા જોઇયે, અને બધાની વચ્ચે ભાઇચારો વધે તેવી ગોઠવણો કર્યા કરવી જોઇયે. વળી નાતની હિલચાલો થાય તે પણ બને તેટલી બહોળી રાખવી જોઇયે, એટલે કે કેળવણી ફંડો, આરોગ્ય ફંડો તથા વાંચન પરીક્ષાઓ વિગેરે બધા ગામની નાતોના સામાન્ય થવા જોઇયે.

**સારસ્વત મંડળ.**

આપણા પુરોહિતોમાં પણ પ્રગતિનો પવન વાયો છે, તે જોઇને અમને ઘણો જ સંતોષ થાય છે. પોતાના ઉત્કર્ષને માટે તેમણે મંડળ સ્થાપ્યું છે અને કાર્યક્રમ પ્રસિદ્ધ કર્યો છે. કેળવણી અને આરોગ્ય એ બે વિષય ઉપર ખાસ લક્ષ આપવા તેમને વિનંતી છે. જરા કઠણ પણ અગત્યનો પ્રશ્ન તેમની વસ્તિ વિષેનો છે. કાર્યક્રમમાં આપેલા વસ્તિપત્રક મુજબ તેમની આખી નાતની કુલે વસ્તિ ફક્ત ૨૪૮ માણસની જ છે. અને તેમાં ઘણી વિધવાઓ છે, અને વૃદ્ધ પણ છે, આટલા માણસોમાં જ ફક્ત લગ્નવ્યવહાર છે તેથી આગળ ઉપર શું થશે તે વિચારવા યોગ્ય છે. આ નાતને માટે તેમ જ આ મંડળને માટે, જો તેમને ઉપયોગમાં આવે તેમ હોય તો આ ત્રિમાસિકનાં પાનાં સદાય ખુલ્લાં છે. જો તેઓમાં વધારે ગ્રાહકો હશે તો તેમનાં એક જુદા પત્રનું કામ આ પત્રથી સરી શકશે. બીજી દેશાવરની નાતો કરતાં બ્રહ્મક્ષત્રિય સાથે ભાઇચારો વધારવામાં તેમને લાભ છે.

**જ્ઞાતિની કૉન્ફરન્સ.**

આપણી જ્ઞાતિની કૉન્ફરન્સ વડોદરા મુકામે ભરવી ઈષ્ટ છે કે કેમ, તે બાબત રા. શ્રીપતરાય જાદવરાયની સહીવાળો પત્ર ગયા અંકમાં અમે છાપ્યો હતો. હાલમાં વડોદરામાં પ્લેગ વગેરે રોગોનો ઉપદ્રવ હોવાથી કૉન્ફરન્સ ઇસ્ટરના તહેવારોમાં મળી શકે તેવો સંભવ નથી, પણ આશા છે કે મે વેકેશનમાં

અગર છેવટ નાતાળની રજાઓમાં જ્ઞાતિ સંમેલન મેળવવાનું વડોદરાની કાર્ય . વાહક કમિટી વિચારશે.

આ અંકમાં "ત્રિમાસિક બાળબોધ" લીપીમાં છાપવા વિષેના એડી-ટરોથી આવેલા ડૉ. મુકુંદરાયના ચર્ચાપત્ર તરફ સૌનું ધ્યાન ખેંચીયે છીયે, અને આશા રાખીયે છીયે, કે સૌ કોઇ પોતાના અભિપ્રાય અમને જુન માસ સુધીમાં મોકલી આપશે.

સુરતના "જ્ઞાતિ ફંડની વ્યવસ્થા"વાળો ચર્ચાપત્ર અમને મળ્યો છે. પરંતુ ઘણો મોડો મળવાથી સ્થળ સંકોચને લીધે તે મુલતવી રાખ્યો છે.

લવાજમની પહોંચ પણ સ્થળ સંકોચને લીધે મુલતવી રાખી છે.

---

## નાતના ખબર અંતર.

### નીમણુંક, ફેરબદલી વગેરે.

—દીલ્હીમાં મળેલી વાઇસરૉય સાહેબની ધારા સભામાં ઑ. મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડે વારસાને લગતા કાયદાનો એક ખરડો રજુ કર્યોછે.

—દીલ્હી ખાતે વડી ધારાસભામાં હિંદના ઉદ્યોગની ખીલવણી કરવા સબંધમાં કમિશન નીમવાની દરખાસ્તના સબંધમાં બોલતાં ઑ. મી. સેતલવાડે જણાવ્યું હતું કે દેશના ઉદ્યોગોને રક્ષણ આપવા માટે પરદેશી માલ ઉપર જકાત નાંખવાની રૂઢી લાભકારક છે કે નહીં તે સબંધી તપાસ કરવાની સત્તા કમિશનને આપવી જોઇયે. જપાન દેશની સરખામણીમાં આપણા હિંદી કારીગરો ઉતારી પાડવામાં આવે છે તે વ્યાજબી નથી, કારણ કે જપાનનો કારીગર જે કંઇ કરે છે તેમાં તેને ત્યાંની સરકારની પુરી મદદ હોય છે. આવી મદદ હિંદના કારીગરોને નથી.

—જીલ્લા કૉન્ગ્રેસ કમિટી તરફથી પુનાવાળા પ્રૉ. કાલેએ મુંબઇમાં આપેલા ભાષણો વખતે પ્રમુખસ્થાનેથી ઑ. મી. સેતલવાડે કહ્યું હતું કે હિંદમાં ફક્ત નાણા સબંધી સ્વાતંત્ર્ય મળવા ઉપરાંત બીજી દરેક બાબતમાં સ્વાતંત્ર્ય મળવું જોઇયે, અને ધારાસભાઓના કબજામાં કારોબારી સભાઓ હોવી જોઇએ.

—રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડને મુંબઇની સોશિયલ સર્વિસ લીગની શાળાઓના છોકરાઓના રમત ગમતના મેળાવડાનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું.

—સૌ. વિમળાગૌરી મોતીલાલ સેતલવાડે બાંકુરાના દુકાળ વિષે ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં વિવેચન કરી ફંડમાં નાણાં ભરવા વિનંતી કરી હતી.

—ચાલુ વર્ષની મુંબઇની હોલિકા સંમેલન કમિટીના આસીસ્ટંટ સેક્રેટરી તરીકે રા. જીવનલાલ માધવલાલ ઠાકોરને નીમવામાં આવ્યા હતા. રા. કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોરે, રા. મણીભદ્ર નીલકંઠરાય છત્રપતીએ અને રા. જીવનલાલે જુદે જુદે સ્થળોએ દારૂનિષેધ, સ્વચ્છતા, કેળવણી, સહકાર, સંપ વિગેરે વિષયો ઉપર ભાષણ આપ્યાં હતાં.

—ઑ. મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડને મુંબઇ મ્યુનીસીપાલીટીના યુનીવર્સીટી તરફના સભાસદ તરીકે વધુ મતે ચુંટી કાઢવામાં આવ્યા છે.

—રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોર અમદાવાદમાં ભરાયલા થીઓસોફીના ફીડરેશનમાં ભાગ લેવા ગયા હતા.

—મુંબઇના જાણીતા થીઓસોફીસ્ટ વક્તા રા. હરજીવન કાળીદાસ મહેતાએ "સ્વધર્મનું સામાન્ય નિત્ય કર્મ અને આપણા બાળકો" એ વિષય ઉપર ભરૂચમાં જાહેર વ્યાખ્યાન આપ્યું હતું તે વખતે સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું

—ભરૂચમાં સનાતન ધર્મની પરીક્ષાના ઇનામના મેળાવડામાં સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ પ્રમુખ પદે બીરાજ્યા હતા.

—દક્ષીણના શ્રી શીવગંગા સંસ્થાનના શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્ય શ્રી સચ્ચીદાનંદ ભારતી સ્વામી મહારાજની ભરૂચમાં સ્વારી હતી તે વેળાએ ભરૂચની આપણી જ્ઞાતિ તરફથી તેઓશ્રીની પધરામણી દેસાઇજીની હવેલીમાં કરવામાં આવી હતી શ્રીમદ્ શંકરાચાર્ય મહારાજે સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલને ધર્મ ધુરંધરનો ઇલ્કાબ બક્ષ્યો છે.

—ભરૂચ જ્ઞાતિપંચ અને કેળવણી ફંડના સેક્રેટરી તરીકે રા. મુકુંદરાય આત્મારામ દેસાઇ અને ટ્રેઝરર તરીકે રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજીને નીમવામાં આવ્યા છે.

—રા. કૃષ્ણલાલ બળવંતરાય વકીલને વાગરા તથા આમોદ તાલુકાના કોઑપરેટીવ ક્રેડીટ સોસાયટીના ઑ. ઓરગેનાઇઝર નીમવામાં આવ્યા છે.

—નામદાર વૉઈસરૉય લૉર્ડ હાર્ડિન્જને વિદાયગીરીનું માનપત્ર આપવા વિચાર ચલાવવા સારૂ મુંબઈના ટાઉન હૉલમાં આખા મુંબઇ ઈલાકાના પ્રતીનીધીઓની જે સભા મળી હતી તેમાં ભરૂચ જીલ્લાના પ્રતિનીધી તરીકે રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજી આવ્યા હતા,

—મર્હુમ નામદાર ગોખલેની જયંતિ તા. ૧૯-૨-૧૬ ને રોજ અમદાવાદમાં ઉજવવામાં આવી હતી તે વખતે મર્હુમના માનમાં એક સંસ્થા સ્થાપવા વિચાર થયો હતો તે મુજબ અમદાવાદમાં "ગોખલે સોસાયટી" સ્થાપવામાં આવી છે જેના પ્રમુખ રા. જીવનલાલ વ્રજરાય દેસાઈ બૅરિસ્ટર અને સેક્રેટરી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇને નીમવામાં આવ્યા છે.

—રા. પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇને મુંગા-બ્હેરાંની શાળાઓનો અનુભવ લેવા કલકત્તા તથા હિંદુસ્થાનનાં બીજાં સ્થળોની મુલાકાત લેવા મુંબઈ સરકાર તરફથી મોકલવામાં આવ્યા છે.

—રા. જાદવરામ હકુમનરાય ઠાકોર રા. પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇની ગેરહાજરીમા અમદાવાદની બ્હેરા મુંગાની શાળાની દેખરેખ રાખે છે

—રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ અમદાવાદના (હોલીકા) વસંત સંમેલનમાં મેજીક લેન્ટર્નના ચિત્રો બતાવ્યાં હતાં.

—રા. કૃષ્ણલાલ ઝીણાભાઈ ઠાકોર બી. એ. એલ એલ. બી. પેનના સબ જડજની બદલી થાણાના સબ જડજ તરીકે થઇ છે.

—રા. ઈશ્વરલાલ ગોવિંદલાલ લાખીયાની બદલી ડી-વિભાગના આસીસ્ટંટ ડીરેક્ટર ટેલીગ્રાફ ઑફિસના એકાઉન્ટન્ટ તરીકે રૂ. ૮૦) ના પગારથી બસરા (ઈરાન) માં થઇ છે

—રા. કનૈયાલાલ કુરપારામ દેસાઇ બી. એ ની ઓરપાડ અને રા. બલવંતરાય ચંદુલાલ ઠાકોર બી. એ ની મહીકાંઠા એજન્સીમાં એકસાઇઝ ઈન્સ્પેક્ટર તરીકે રૂ. ૭૫ ના પગારથી નીમણુંક થઇ છે.

—રા. ધીરજલાલ ચુનીલાલ ઠાકોર બી. એ. થાણાના પોલીસ ઇન્સ્પેક્ટરની બદલી દહાણું થઇ છે.

—રા. ઠાકોરલાલ માણેકલાલ વેણીલાલને વડોદરા રાજ્યના જંગલખાતામાં નીમવામાં આવ્યા છે.

—રા. હીરાલાલ ઝીણાભાઈ દેસાઈ અંકલેશ્વરના તાર માસ્તરની બદલી બરૂચ હેડ પોસ્ટ ઑફીસમાં રૂ. ૪૦ ના પગારથી થઇ છે.

—રા. મોતીલાલ ઉત્તમરામ અલમૌલા બી. એ ને હાઇસ્કુલમાંથી વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં અંગ્રેજી શાળાઓના સાયન્સ ઈન્સ્પેક્ટર તરીકે નીમવામાં આવ્યા છે.

—રા. જયંતિલાલ નારણરામ એમ. એ ને મુંબઇ સેક્રેટરીએટમાં રેવન્યુ ડીપાર્ટમેન્ટમાં રૂ. ૫૫ ના પગારથી નીમવામાં આવ્યા છે.

———•———

## પરીક્ષાનાં પરિણામ.

**બી. એજી.** ( ખેતીવાડીની છેવટની પરીક્ષા )

બળવંતરાય શ્રીપતરાય દેસાઈ, ... ... ... ... વડોદરા.

**પ્રીવીયસ.**

દેસાઇ મોક્ષમદનલાલ નરભેરામ... ... ... ... ભરૂચ.

દેસાઈ વિષ્ણુપ્રસાદ ભોગીલાલ ... ... ... ...અમદાવાદ.

દેસાઇ નટવરલાલ ભગવાનલાલ... ... ... .. જુનાગઢ.

દેસાઇ ગીરધરલાલ આનંદરાય ... ... ... ... „

દેસાઇ હરીલાલ ચંદુલાલ .. ... ... ... „

**ફર્સ્ટ ઍક**

મંજુલાલ હીરાલાલ દેસાઇ ... ... ... ... ભરૂચ.

## લગ્ન.

કાન્તિલાલ છગનલાલ માણેકલાલ સુરત ઉ વ ૨૧ ના લગ્ન જીતેંદ્રમણી ચુનીલાલ સેતલવાડ ( અમદાવાદ ) ઉ. વ. ૧૭.

સત્યેન્દ્રલાલ ચંદુલાલ અંબાશંકર ( ભરૂચ ) ઉ વ. ૧૯ નાં લગ્ન મનહરગૌરી પ્રાણલાલ સાકરલાલ ( જુનાગઢ ) ઉ વ. ૧૭.

કનૈયાલાલ વેણીલાલ દેસાઇ (અમદાવાદ) ઉ. વ. ૧૯ નાં લગ્ન ઉર્મિલા કેશવલાલ સેતલવાડ ( અમદાવાદ ) ઉ. વ. ૧૫.

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. ચંદ્રમતી બલવંતરાય શ્રીપતરાય | ને | પુત્રી | વડોદરા. |
| સૌ. ચચળગૌરી હીરાલાલ | „ | પુત્ર | ભરૂચ. |
| સૌ. શીવલક્ષ્મી લક્ષ્મીરામ | „ | „ | આમોદ. |
| સૌ. મંગળાગૌરી ગીરધરલાલ બાપાલાલ | „ | „ | અમદાવાદ. |
| સૌ. વીરમતી કુલશંકર સુંદરલાલ | „ | પુત્રી | „ |
| સૌ. પદ્માવતી મોતીલાલ અમુલખરાય | „ | „ | „ |
| સૌ. કપીલાગૌરી મોહનલાલ હરીભાઈ (ન્હાના સાથ) | „ | „ | લીંબડી. |
| સૌ. મણીગૌરી મંજુલાલ ગોપાલરાય | „ | „ „ | „ |

## મરણ.

—:૦:—

| | | ઉ. વ. | રોગ. | સ્થળ. |
|---|---|---|---|---|
| ગં. સ્વ. વીજળી બ્હેન (રા. જીવનલાલ લાખીયાના માતુશ્રી) | | ૯૦ | ઘડપણ | અમદાવાદ. |
| ત્રીકમલાલ લલ્લુભાઇ | નો પુત્ર | ૧ાા | ઓરી | ,, |
| શંકરલાલ હરીલાલ | ,, ,, | ૧ | ,, | ,, |
| ગીરધરલાલ કેશવલાલ | ,, ,, | ૨ | ,, | ,, |
| પ્રાણુલાલ ભગવાનલાલ | ,, ,, | ૧ | ,, | ,, |
| છગનલાલ નરસીલાલાલ કાનુંગા | ,, ,, | ૧ | ,, | ,, |
| ઠાકોરલાલ પરમોદરાય | ની પુત્રી | ૮ માસ | તાણ | ,, |
| ગેલુભાઇ માણેકલાલ નેણીલાલ (ભરૂચના) | | ૫૨ | | ગોધરા. |
| સૌ. ચંચળગૌરી હીરાલાલ | | ૨૫ | સુવાવડ | ભરૂચ. |
| હરીરાય નવનીધરાય મુનશી | નો પુત્ર | ૧ માસ | | જુનાગઢ. |
| સૌ. હરીગંગા રામચંદ્ર માણેકલાલ (ન્હાનાસાથ) | | ૪૫ | તાવ | લીંબડી. |
| સૌ. મણીગૌરી ગંજુલાલ ગોપાલરાય | ,, | ૨૦ | ક્ષય | ,, |

## બ્ર. ક્ષ. હુન્નરકળા પ્રદર્શનનો હિસાબ*.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૧૮-૦-૦ | જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો પાસેથી. | ૭૮-૪-૦ | કમિટીયે નક્કી કર્યા મુજબ ઇનામના આપ્યા. |
| ૧૪-૮-૦ | પ્રદર્શન જોવાની ટીકીટોના. | ૨૨-૬-૦ | હેંડબીલ,જાહેરખબર ટીકીટો વગેરેનું છપામણ. |
| ૨૩૨-૮-૦ | | ૨૦-૪-૦ | બંગલાના ત્રીજા માળમાં છત જડાવવાના તથા ભાડા વગેરેના. |
| | | ૧૩-૧૨-૦ | લાઈટ વગેરેના. |
| | | ૮-૧૨-૦ | ટેબલો વગેરેના ભાડાના. |
| | | ૫-૦-૦ | વાનટાનું ભાડું |
| | | ૮-૧૦-૦ | બંગલો સાફ કરાવ્યો તથા ઠીક કરાવ્યો તેના. |
| | | ૨૦-૩-૧૧ | પરચુરણ ખર્ચના. |
| | | ૧૭૭-૩-૧૧ | |
| | | ૫૫-૪-૧ | બાકી વધ્યા. |
| | | ૨૩૨-૮-૦. | |

## પરીક્ષાના પરિણામ.

**પ્રીવીયસ—**

| | |
|---|---|
| કાન્તિલાલ છોટાલાલ સેતલવાડ ... ... | અમદાવાદ |
| પાન્ડુરાવ મોતીલાલ દેસાઈ ... ... | ,, |
| નરેન્દ્રલાલ બલવંતરાય ઠાકોર ... ... | ,, |
| જયન્તીલાલ કલ્યાણરાય ઠાકોર ... ... | ,, |
| જગતપ્રસાદ નરભેરામ ઠાકોર ... ... | ,, |

* આ હિસાબ ગયા જાન્યુઆરી માસમાં અમને મળ્યો હતો પણ સ્થળ સંકોચને લીધે મુલતવી રાખવો પડયો હતો. ત્રિ. એ.

# એલેમ્બીક કેમીકલ વર્કર્સ કંપની લીમીટેડની કેટલીક ખાસ પેટન્ટ દવાઓ.

## વેજીટેબલ ટોનીક સીરપ.

દેશી વનસ્પતીમાંથી બનાવેલી આ દવા જઠરાગ્રી સુધારી પાચન શક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપી કુદરતી શક્તિ બક્ષે છે. **ગર્ભીણી** તેમજ **સુવાવડી સ્રીઓને** આ દવા લીધાથી સુવા રોગ લાગુ થઇ શકતો નથી, અગર લાગુ થયો હોય તો મટી જાય છે.

દરેક બાટલીના રૂા. ૧–૨–૦.

## સીરપ ઑફ્ કમ્પાઉન્ડ ગ્લીસરોફોસ્ફેટ્સ.

જ્ઞાનતંતુ અને મગજ માટે સર્વોત્તમ પૈષ્ટિક અને શક્તિ આપનારી અમુલ્ય દવા. જેઓને મગજનો, કે અંગબળનો ઘસારો વિશેષ જણાતો હોય તેમણે અચુક આ સીરપ વાપરવો.

મોટી બાટલી રૂા. ૧– ૬–૦.
ન્હાની બાટલી રૂા. ૦–૧૪–૦.

## હાયપોફોસ્ફાઇટસ કમ્પાઉન્ડ સીરપ.

ઉત્તેજક શક્તિ આપનાર અને માંસ તથા હાડકાંનું પોષણ કરનાર.

દરેક બાટલીના રૂા. ૧–૮–૦.

## ટોઇલેટની બનાવટો.

કોલનવોટર, લવન્ડરવોટર તથા બીજી એવી સર્વે બનાવટો સાથે હરિફાઈ કરી શકે છે. ફક્ત એકજ વખત વાપરી જોવાથી ખાત્રી થશે કે અમારી આ બનાવટો ઉત્તમ છે.

| | | | |
|---|---|---|---|
| કોલનવોટર | મોટી બાટલી | રૂા. | ૧– ૮–૦ |
| ,, | ન્હાની બાટલી | | ૦–૧૨–૦ |
| લવન્ડર વોટર | મોટી બાટલી | રૂા. | ૧– ૦–૦ |
| ,, | ન્હાની બાટલી | | ૦–૧૦–૦ |

મળવાનું ઠેકાણું:—**પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, નં. ૨.**

અગર સ્વદેશી સ્ટોર્સ અને સઘળા દવાવાળાઓને ત્યાં.

# જાહેર ખબર.

---

જો તમારે સુકો મેવો અથવા ઘરખર્ચને વાસ્તે મસાલો લેવો હોય તો જાઓ ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦ ની દુકાને. ત્યાં તમને મનપસંદ માલ જથાબંધ તથા છુટક કીફાયત ભાવે મળશે; તથા સુરજ છાપનું ઊંચું કેશર તથા હીંગ ઘણીજ સારી મળશે. બ્હારગામના ઑર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦ શેકમેમન સ્ટ્રીટ, જુની મારકેટના સામે.

મુંબાઇ.

---

"જામનગરનું મશહુર ઝવાહીર અથવા નયનામૃત."

# શુદ્ધ સાચા મોતીનો સુરમો.

આ સુરમાઓ અમારે ત્યાં વંશપરંપરાથી બનતા આવેલા છે. તે એવા તો સરસ છે કે તે આંજવાથી આંખોના તમામ દુષ્ટ અને ભયંકર દરદોનો જડમૂળથી નાશ થાય છે. શોર્ટ-સાઈટ, ચીપડાંનું વળવું, પાણીનું ઝરવું, છારીનું આવવું, આંખોનું વખતો વખત ઉઠવું, વગેરે તમામ જાતનાં દુષ્ટ રોગોને માટે અમારા સુરમાઓ અકસીર છે. વિશેષ આ સુરમાઓ આંજવાથી ચશ્માવાળાને ચશ્માની જરૂર રહેતી નથી. આ સુરમાઓ ખાસ કરી રાત્રીના ઉજાગરા કરનારા મહેતાજીઓ, કારીગરો તથા વિદ્યાર્થી માટે અમૃત સમાન છે. તેની વિશેષ તારીફ નહિ કરતાં એક વખત વાપરી ખાતરી કરવા મજબૂત ભલામણ કરીએ છીએ. આ સુરમાના ઉત્તમપણા માટે અમોને મોટા બાહોશ ડાકટરો તથા રાજાઓ તરફથી સર્ટીફીકેટ મળેલાં છે. અમારા સુરમાઓ આજ લગભગ ૬૦ વર્ષ થયાં ચાલુ છે. તેના ભાવ નીચે મુજબ છે. સુરમા નં. ૧ના રૂ. ૪, નં. ૨ના રૂ. ૨, નં. ૩ના રૂ. ૧ના તોલા લેખે.

તે સિવાય અમારે ત્યાં તમામ જાતનાં ઉમદામાં ઉમદા અત્તરો, સેન્ટ, સાબુઓ, અગરબત્તીઓ, મુરબ્બાઓ, પેટંટ દવાઓ અને જામનગરની સુપ્રસિદ્ધ વસ્તુઓ જેવી કે સુડીઓ, કંકુ તથા બત્રીશું જથાબંધ તેમજ છુટક કીફાયત ભાવે મળશે. એકવાર માલ મંગાવી ખાત્રી કરો.

હેડ ઓફીસ—**લુકમાનજી ઈસમાલજી અત્તરવાળા.**

ફુલ બજાર—**જામનગર.**

બ્રાંચ ઓફીસ—**એ. એલ. અત્તરવાળા એન્ડ બ્રધર્સ,**

ભુલેશ્વર—**મુંબઈ.**

ન્હાનાં છોકરાંઓ માટે શક્તિની
અકસીર દવા.

## ડોંગરેનું બાલામૃત.

શીશી ૧ની કીં. આના ૧૨. ટ. ખ. આના ૪.

કે. ટી. ડોંગરે કુાં, ગીરગામ-મુંબઈ.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૯ મું.] જુલાઈ ૧૯૧૬. [અંક ૩ જો.


## ચોટી.

(પદ*: નવ કરશો કોઇ શોક, રસિકડાં! નવ કરશો કોઇ શોક—એ રાહ.)

દુનિયા આ છે ફાની, અરેરે! દુનિયા આ છે ફાની.
નાજુક ચંચળ મધુરી બાળા, હેતપૂતળી રમતી,
ધરતું સ્મિત, ઉર કેરી લ્હાડક, સદાય સૌને નમતી,—અરેરે! દુ૦ ૧
લાડ વિષે ઉછરી, પણ જન્મી સૂક્ષ્મ†જ ભોગી આપે,
વિદ્યાકણથી જ્ઞાન નિર્મળું લહિયું મતિપ્રતાપે,—અરેરે! દુ૦ ૨
ફુટડી કાયા, મોહન કીકી, અલ્પ બોલ મૃદુ કેવા!
પરપીડા પેખી પોતાની,—પૂર્વ જન્મના હેવા!—અરેરે! દુ૦ ૩
'મ્હાલીને શું?' 'જીવીને શું?' 'આવિચિંતવન શાને?'
'સહન હસન એકાક્ષર નહીં શું'?' એજ બોલતી તાને,—અરેરે! દુ૦ ૪
પાકે ત્હેલું ખરે જ ર્‌હેલું,—અરરર કુદરત ધારો!
હું જેવા અદકચરા કેરો કેમે ના'વે આરો,—અરેરે! દુ૦ ૫

પૂના, ૭-૩-૧૯૧૬. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

---

* આશાન્તેગ કે ભૈરવી.

† સૂક્ષ્મ એટલે (૧) અલ્પ અને (૨) સ્થૂલ નહીં પણ ઊંચા એ બન્ને અર્થ લેવા.

# અર્થશાસ્ત્ર*

(સંપાદક—રા. વૈકુંઠલાલ શ્રીપતરામ ઠાકોર, બી. એ.)

૧. અર્થશાસ્ત્ર—જુદા જુદા શાસ્ત્રોના વિષય જુદા જુદા હોય છે: અર્થશાસ્ત્રનો વિષય દ્રવ્ય.

દ્રવ્ય એટલે શું-પૈસો એક જાતનું દ્રવ્ય; પૈસો એકલો દ્રવ્ય સમજવો એ ભૂલ છે, પૈસો સાક્ષાત્ કંઇ ઉપયોગમાં આવતો નથી, તેથી માણસની કંઇ યાચના કે ક્ષુધા સરતી નથી. ચીજો, વસ્તુઓ, પદાર્થોથી આપણી વાંચ્છના તરપાય છે પૈસાથી માત્ર એ જણસો મળી શકે છે. કેટલાક જંગલી દેશોમાં પૈસો નહોતો ચાલતો, (દાખલા તરીકે પ્રથમ) અમેરિકાના ગામડામાં અનાજથી કામ ચાલે છે.

જે જે વસ્તુ-ચીજ-પદાર્થથી આપણી કામનાઓ ને ગરજો સંતોષાય છે, તે દ્રવ્ય, બધી ઉપયોગી, મનગમતી વસ્તુ-પણ મૂળ ઉપજે એવી હોય તો-એટલે જોઇએ તેટલી ને તેવી ને જ્યાં જોઇએ ત્યાં વગર મહેનતે ન મળે તે દ્રવ્ય (હવા, અજવાળું, નદીનું પાણી દ્રવ્ય ન કહેવાય.)

આ દ્રવ્ય શી રીતે ઉત્પન્ન થાય છે, તેનો શી રીતે ઉપભોગ થાય છે, તેની શી રીતે વહેંચણી કરવામાં આવે છે, તેનો ક્રય-વિક્રય શી રીતે થાય છે-તે સર્વના નિયમ નક્કી કરવા એ અર્થશાસ્ત્રનો વિષય છે.

સાન, લેણું-વગેરે એક માણસનું દ્રવ્ય-આખી પ્રજાનું નથી માટે દેશનું સામુદાયિક દ્રવ્ય શા શા નિયમો પ્રમાણે તથા શા શા ઉપાયોથી ઉત્પન્ન થાય છે, વધે છે, ઘટે છે, વહેંચાય છે, ને સચવાય છે-એ બાબતોનું વર્ણન અર્થશાસ્ત્રમાં આવે છે.

* * * * *

દ્રવ્યમાં ઉપયોગીપણું હોય તો જ દ્રવ્ય થાય. પણ બધી ઉપયોગી વસ્તુ દ્રવ્યમાં આવતી નથી. (ઉપર કહ્યા મુજબ હવા, અજવાળું પાણી.)

* સ્વર્ગસ્થ રા. બ. રણછોડલાલ છોટાલાલ કન્યાશાળામાં સ્ત્રીવર્ગ વાસ્તે અર્થશાસ્ત્ર વિષે સ્વર્ગસ્થ દિ. બ. અંબાલાલજીએ તા. ૨૦-૧૧-૧૯૦૭ થી તા. ૧૫-૪-૧૯૦૮ સુધી ભાષણો આપ્યાં હતાં. તેનો સાર તેમની નોંધપોથીપરથી રજુ કર્યો છે. આ વિષય બરોબર સમજવા સારૂ તેમનું અર્થશાસ્ત્ર નામનું પુસ્તક વાંચવા ભલામણ છે. વાંચનારની વિશેષ સમજુતી ખાતર દિવાન બહાદુરના ઉપર કહેલા પુસ્તકમાંથી ફૂટનોટો આપેલી છે.

બધું દ્રવ્ય મહેનતથી ઉત્પન્ન થાય છે. આ મોટો ધોરી નિયમ છે.

મહેનતથી દ્રવ્ય થાય છે. એ કેવી કેવી મહેનત–માત્ર કબજે કરવાની મહેનત, ઉપાડવાની મહેનત, ખોદવાની મહેનત, ખેડવાની, વાવવાની, પાવાની, નીંદવાની, વાડ કરવાની, જાળવવાની, ટોવાની, ચોકી પહેરાની, લાવવા લઇ જવાની, ભરવાની, ધાન્ય હોય તો દળવાની, રાંધવાની,–તે બધાના રાચ, હથિયાર બનાવવાની.

'ઉપયોગીપણું' એટલે શું—કામના તૃપ્ત કરવાનો ગુણ અથવા કંઇ પણ ગરજ કે કામ સારવાનો ગુણ.

દ્રવ્ય ઉત્પન્ન કરવું એટલે તેમાં ઉપયોગીપણાનો ગુણ મૂકવો.

દ્રવ્ય ઉત્પન્ન કરવાના અવશ્ય સાધન—૧ સૃષ્ટિજન્ય પદાર્થ, ૨ મહેનત.

કેટલાક પદાર્થ જોઇએ તેવા તૈયાર હોય છે–તેને હસ્તગત કરવાની તથા લઈ જવા લાવવાની માત્ર મહેનત પડે છેઃ મધ, ફળ, મેવા—

કેટલાકમાં હસ્તગત કર્યા પછી કેટલોક શ્રમ લેવો પડે છે. જેમકે શિકારીનો શિકાર, તણાઇ આવેલાં બળતણનાં લાકડાં–કેટલોક તેમાં ફેરફાર કરવો પડે છે—લાકડાં ચીરવાં, ઘડવાં વગેરે.

કેટલાકમાં ઘણો ફેરફાર કરવો પડે છે. દળવું, રાંધવું વગેરે. પથ્થરને ઘડવા વગેરે, ચામડાં, ઉન, રૂ, કાગળ, લોઢાનો કચરો, કાચ.

કેટલાકમાં બીજી મેળવણી વગર ઉપયોગીપણું આવતું નથી. માણસ માત્ર મહેનતનો ધણી છે. બીજી વસ્તુ ગુણથી થાય છે. પણ વસ્તુના ગુણ વગેરેનું જ્ઞાન જોઇએ. તે મેળવી મહેનત કરી માણસ દ્રવ્ય પેદા કરે છે. માણસ હાથ પગ હલાવ્યા સિવાય બીજું કંઈ કરી શકતો નથી. ગતિ પેદા કરવી, ને અટકાવવી એટલુંજ માણસથી નીપજે છે.

વાવણીનો દાખલો, પાપડીનો દાખલો.[1]

(દ્રવ્યમાં) બુદ્ધિ, તર્ક, સમજણ, રચના, જ્ઞાનનો ઘણોજ ખપ છે.

તેમજ શરીર બળ અને આરોગ્યનો ખપ છે; નીતિનો પણ ખપ છે; પ્રમાણીકપણાનો ઘણો ખપ છે.

જે લોક શરીરે જબરા, ટેવથી ઉદ્યોગી, સમજના સારા ને પ્રમાણીક હોય તે વધારે દ્રવ્યવાન થાય એ ઉઘાડું છે.

૧. "બંન્નેમાં માણસ માત્ર મહેનતનો ધણી છે; તેણે મહેનત સિવાય બીજું કંઇ કર્યું નથી. બાકીનું બધું કરનાર ઇશ્વરકૃત નિયમ છે."

તેના દાખલા—અહીંના ને વિલાયતના મજૂર, કોળી ને કણબી, બ્રાહ્મણ ને કોળી.

( અ ) **મહેનતના પ્રકાર**—સાહિત્ય કે સામગ્રી કે કાચા પદાર્થ કરનારની મહેનત—રૂ, ઉન, રેશમ, તલદાણા, સોનું, રૂપું, લોઢું, લાકડાં, માટી.[1]

એક ધંધામાં સામગ્રી ગણાય તે બીજા ધંધાનો તૈયાર માલ હોય-સુતર, ખાદી[2] (તંબુ બનાવનાર), તાંબાના પતરાં, રેશમ, ઉન, સાલાપાટ, અનાજ.

( બ ) ઉદ્યમના સાધન બનાવવાની મહેનત—રાચ, સંચા, યંત્ર, ઓજાર, કડીઆ, સુતારનાં અનેક જાતનાં હથિયારો, રેંટીઆ, ચરખા, ઘંટીઓ, સરેણ, સાલ, હળ, કોશ, કોવાડી, કોદાળી, પાવડા, ઘાણી, છાપખાનું.

સાહિત્ય ને સાધનમાં ભેદ શા-એકવાર વાપર્યાથી ખપી જાય તે સામગ્રી કે સાહિત્ય ન ખપી જાય તે; રાચ; માટે રંગવાના પદાર્થ સાહિત્ય, બળતણનાં લાકડાં સાહિત્ય, કોયલા.

કેટલાંક સાહિત્ય બબે ત્રણ ત્રણ (અથવા વધારે) વાર ખપમાં આવે છે. ધાતુઓ, ઘડો, કાપડ, ચામડાં જ્યાં લગી એકલાં હોય ત્યાં લગી એકનું સાહિત્ય.[3]

( ક ) ત્રીજા પ્રકારની મહેનત—રક્ષણની મહેનત.

સૃષ્ટિજન્ય પદાર્થોથી રક્ષણ કરવાની મહેનત[4]—વહાણ રાખવાના બંદરો ને ડક્કા, મકાનો, કારખાનાના મકાન. દુકાન કે વખારો, ઢોરના વાડા ને નેસડા.

---

૧. પદાર્થ જે સામગ્રીનો બને છે, તે સામગ્રી પેદા કરવાની મહેનત-જેમકે પાઘડી સુતરની બને છે ત્યારે સુતરને પેદા કરવાની મહેનત આ પ્રકારની છે રૂ ને સણ પકવનારની મહેનત વગેરે. કોઈ કોઇ વાર તો પેદા કરવાનું કશું હોતુંજ નથી: ખોદીને સોનું, રૂપું, લોઢું, ત્રાંબુ, ખનક ખાણમાંથી કાઢે છે તે કશું નવું પેદા કરતો નથી, પણ તેની મહેનત આ પ્રકારની ગણાય......

૨. ખાદી વણનારને મન ખાદી પોતાનો તૈયાર માલ છે, પણ તંબુ બનાવનારને તો તે તંબુનું સાહિત્ય છે.

૩ જ્યાં લગી તેઓ એક ઉપયોગ સારે છે, ત્યાં લગી તેઓથી બીજો સરતો નથી. પરંતુ જે વસ્તુઓનું સાધન નામ પાડેલું છે તેઓ તો જ્યાં લગી ઘસાઇ જાય, ત્યાં લગી નવું નવું કામ હમેશ કરે જ જાય છે.

૪. વા, વરસાદ, તાપ, ટાઢ વગેરેથી ઉદ્યમમાં ભંગ પડવાનો જે ભો છે તે દૂર કરવાને.

માણસથી રક્ષણ કરવાની મહેનત[1]—પોલિસ, લશ્કર, નૌકાસૈન્ય, ન્યાયાધીશ, માજીસ્ટ્રેટ, ચોકિયાત.

(ઙ) ચોથા પ્રકારની મહેનત—લાવવા લઇ જવા ને પહોંચાડવાની મહેનત. વણઝારા, આધીવાહીઆ, ઉંટવાળા, કુંભાર, ગાડીવાળા, વહાણવાળા, મારફતીઆ, આગગાડીના બધા નોકરો ને તે બધાના સાધનો બનાવનારની મહેનત.

વળી માલ પહોંચાડયા પછી ગ્રાહકને વેચનાર ને પહોંચાડનાર—બધા દુકાનદાર, ફેરીઆ માલ વેચનાર આડતીઆ.

આ મહેનત ઘણી ઉપયોગી છે.

હજુ માલવાળા વેચવા આવે છે—(અમદાવાદમાં) શુક્રવારનું બજાર, વારવારની હાટો—બનાવનાર પોતેજ વેચવાનું કામ કરે છે.

* * * * ○

સર્વ પ્રકારની મહેનતથી દ્રવ્ય પેદા થતું નથી.

ઉદ્યમ ઘણા છે પણ બધા ઉદ્યમ દ્રવ્ય ઉત્પન્ન કરે તેવા નથી.

કેટલાકની મહેનતથી દ્રવ્ય ઉત્પન્ન થાય છેઃ લુહાર, સુતાર, દરજી, રોચી, ઘાંચી, માળી, ખેડુત, સાળવી, પીંજારા, ગાડીગરા—એ તથા બીજા દ્રવ્ય ઉત્પન્ન કરનારા કહેવાય.

દ્રવ્ય ઉત્પન્ન કરવું એટલે એમાં ઉપયોગીપણાનો ગુણ લાવવો. બધા માલ લઇ જનાર લાવનાર પણ ઉત્પન્ન કરનારામાં ગણાય.

આ બધાની મહેનતનું નામ ઉત્પાદક મહેનત.

ધંધો શીખતાં ને શીખવતાં જેટલી મહેનત તે પણ ઉત્પાદક મહેનત—એ મહેનતથી દ્રવ્યની ઉત્પત્તિમાં વધારો થાય છે.

જે મહેનતથી દ્રવ્યની ઉત્પત્તિમાં કંઈ પણ મદદ ન મળે તે અનુત્પાદક મહેનત—ગવૈયા, નટ, રાસમંડળ, કથા કહેનારા, બજાણીઆ.

અનુત્પાદક મહેનતથી દેશનું દ્રવ્ય ઓછું થાય છે. તેઓ જેટલું ખાય, વાપરે તેટલું તેને બદલે કંઇ થતું નથી.

ઉત્પાદક મહેનતથી દ્રવ્ય વધે છે, એટલે પદાર્થનું ઉપયોગીપણું વધે છે. તેઓ ખાય તેટલું ઘટે, પણ તેને બદલે તેઓ વધારે કે તેટલું પેદા કરે છે.

અનુત્પાદક મહેનત કોઇવાર ઘણી કામની હોય છે. ન્યાયાધીશની, વૈદ્યની, ધર્મગુરુની, નીતિગુરુની-કોઈવાર અધઘડી મનને ખુશ કરે છે. કોઇવાર કશા કામની હોતી નથી.

---

૧. માણસને માણસનો જે ભો છે, તે દૂર કરવાને.

ઉપયોગી હો કે ન હો, પણ તેથી દ્રવ્ય હમેશ કમી થાય છે.

કોઇવાર ઉત્પાદક મહેનતથી પણ દ્રવ્યની હાનિ થાય છે. કમ અક્કલ ને કમ આવડતથી કામ કરનાર, નવા શોધ કરનારની મહેનત, જો તે શોધ સફળ ન થાય તો બગાડ કરે.

ખપમાં ન આવે તેવી વસ્તુઓ કરવી—મોટા મોટા બંધ લગાડી પાણી કાઢવા માંડે ને પછી પાણી ખૂટે, તળાવ ખોદે ને પછી તે તરફ પાણી વળેજ નહીં.

અનુત્પાદક દ્રવ્યથી વખતે એક દેશની પુંજી ઘટે ને બીજાની વધે. સરકસવાળા, નાટક ભજવનારા, યુરોપીય (ખેલ) કરનારા, પણ આખી દુનિયાનું દ્રવ્ય તો ઘટેજ. પણ દેશમાં એવા પણ હોય તો દેશનું દ્રવ્ય વધે.

† (અપૂર્ણ.)

---

## ધર્મ એટલે શું ?*

(સંપાદક:—રા. કાન્તિલાલ બી. દેસાઈ.)

"ધર્મ એટલે શું" ? એ તમે જે પ્રશ્ન પૂછયો છે તેનો હું તમને સંતોષકારક જવાબ આપી શકું એમ નથી કારણ કે એ વિષય ઉપર હું જાતે જ સંતોષકારક નિર્ણયપર આવ્યો નથી, એ સંબંધી જે મેં વિચાર કર્યો છે, તથા વાંચ્યું છે, તથા મારા એક મિત્ર સાથે અહિં મારે વાદવિવાદ થયેલો છે, તે ઉપરથી જે મેં વિચાર બાંધ્યા છે તે નીચે પ્રમાણે છે.

"ધર્મ" એ શબ્દ આપણી ભાષામાં બે અર્થમાં વપરાય છે. એક કર્ત્તવ્ય કર્મ, અથવા ફારસી શબ્દ વાપરીએ તો "ફરજ" જેમકે "અમુક કાર્ય કરવું એ તમારો ધર્મ છે" વળી રાજધર્મ, સેવાધર્મ, જાતિધર્મ વિગેરે શબ્દોમાં પણ ધર્મ શબ્દ એ જ અર્થ સૂચવે છે. બીજો અર્થ અંગ્રેજીમાં જેને Religion

---

† આ ભાષણક્રમનો સાર ત્રણ અંકમાં પૂરો આપવા અમારી ધારણા છે. આ ભાષણો સને ૧૯૦૭-૦૮ માં કન્યાશાળામાં અપાયા તે વખતે તે સાંભળનાર બ્હેનોમાંથી કોઇએ તેની નોંધ લીધી હોય તો તે તેમણે મહેરબાની કરી અમારી તરફ મોકલી આપવી.

* એક મિત્રને પૂછેલા પ્રશ્નનો પત્રમાં આપેલો જવાબ.

કહે છે તે. એને આપણી ભાષામાં કહીએ તો પરલોક પ્રાપ્ત કરવાનું સાધન. જેમકે આપણે કોઇને પૂછીએ કે તારો ધર્મ કયો તો તે કહે કે હિન્દુ, મુસલમાન, પારસી, ઇત્યાદી. ધર્મની વ્યાખ્યા જુદા જુદા વિદ્વાનો જુદી જુદી રીતે કરે છે. Benjamin Kidd એ એના Social Evolution સમાજ ઉત્કાંતિ નામના પુસ્તકમાં એવી અગીઆર વ્યાખ્યાએ એકઠી કરી છે. શ્રીમાન્ શંકરાચાર્યે એમના ગીતા ભાષ્યમાં લખ્યું છે કે "**આ લોકમાં સંસાર વ્યવસ્થા કાયમ રહે અને પરલોકમાં સુખ પ્રાપ્તિ થાય એવા પ્રકારનું વર્તન તે ધર્મ.**" બધી વ્યાખ્યાએ કરતાં મને આ ઉત્તમ લાગી છે કારણ કે એમાં આ લોક અને પરલોક બન્નેનો સમાવેશ કરવામાં આવ્યો છે. મારા મત પ્રમાણે ધર્મનો પ્રથમ ઉદ્દેશ ઇશ્વર અને મનુષ્ય પ્રાણી એ બે વચ્ચેનો સંબંધ દર્શાવવો એ છે.

બેન્જામીન કીડ કહે છે કે ઇશ્વર સંબંધી કલ્પના દરેક ધર્મમાં જુદી હશે, જેવી કે કોઇ એને સગુણ તો કોઈ નિર્ગુણ, કોઇ આકાર, કોઇ એને નિરાકાર માને છે, પણ દરેક ધર્મમાં ઇશ્વરની કલ્પના સંબંધી બે મુખ્ય અંગ જોવામાં આવે છે તે એ કે The idea of God being a Supernatural and Superrational being અને આપણી ભાષામાં કહીએ તો **ઈશ્વર એટલે એક અલૌકિક અને તર્કાતીત વ્યક્તિની ભાવના.** આ ભાવના જંગલી તથા સુધરેલા દરેક ધર્મમાં જોવામાં આવે છે આપણામાં દેવની મૂર્તિ કેટલીક વખત ચાર હાથવાળી કરવામાં આવે છે, અને તેથી દેવમાં અસાધારણ શક્તિ બતાવવામાં આવે છે તેનું કારણ મને એમ લાગે છે કે સ્વાભાવિક નિયમો એનાપર કાંઈ અમલ કરી શકતા નથી; એવું એથી દર્શાવવામાં આવે છે.

ઇશ્વર સંબંધી જ્ઞાન દર્શાવનારૂં શાસ્ત્ર એ Theology, દરેક ધર્મની ઇશ્વર સંબંધી કલ્પના જુદી હોય છે, તેથી તેમની Theology પણ જુદી હોય છે. ઉપર કહેલી અલૌકિક અને તર્કાતીત ભાવનાની સાથે મનુષ્ય પ્રાણીની ઉન્નતિનો નિકટ સંબંધ છે, એવું કીડનું કહેવું છે, અને મને તેમાં કાંઇ સત્ય લાગે છે.

ડાર્વીનનો ઉત્કાંતિવાદ જે કે હજી સર્વમાન્ય થયો નથી છતાં પણ ઘણા લોકો એ માને છે. એ વાદ પ્રમાણે મનુષ્ય પ્રાણી ઉત્કાંતિના નિયમને અનુસરી પશુના દેહમાંથી પરિવર્તન થઈ મનુષ્ય દેહ સુધી આવેલો છે. વળી સૃષ્ટિનો એક એવો નિયમ છે કે દરેક પ્રાણીને પોતાની કનિષ્ટ સ્થિતિ તરફ જવાનું

વલણ હોય છે અને એ વલણ સતત પ્રયત્નથી અટકાવી રાખવામાં ન આવે તો પોતાનું પ્રાબલ્ય સ્થાપન કરે છે. મનુષ્ય પ્રાણીમાં તેના પૂર્વજો (પશુ) તરફથી વારસામાં મળી આવેલાં સ્વાર્થ, ઇર્ષ્યા, ક્રુરતા વગેરે કનિષ્ઠ ગુણો બીજ રૂપે રહેલા હોય છે. ધર્મ આ ગુણોનો વિકાસ થતો અટકાવે છે ધર્મની સાથે પરલોકની અને દુષ્ટ પ્રાણીને શાસન કરનાર ઇશ્વરની ભાવનાનો પ્રાદુર્ભાવ થાય છે. આ લોકની સાથે પરલોકના સુખની આશા ઉત્પન્ન થાય છે, તેથી સ્વાર્થ ઇર્ષ્યા, ક્રુરતા વગેરે ગુણોનું જોર નરમ થઇ તેને બદલે દયા, પરમાર્થ ક્ષમા, સહાનુભૂતિ વિગેરે ગુણોની જરૂર માલમ પડે છે. આ ગુણો દ્વારાજ સમાજની અને મનુષ્ય પ્રાણીની ઉન્નતિ થાય છે. **ધર્મશાળાઓ, દવાખાનાઓ, અનાથાશ્રમો એ ધર્મના કીર્ત્તિ સ્તંભો** છે.

આ ધર્મની ઐહિક અને સામાજિક ઉપયુક્તતા થઇ.

**હવે** પારલૌકિક દ્રષ્ટિએ વિચાર કરતાં મને એમ લાગે છે કે પ્રાણી **નિરંતર** સુખની પાછળ ભમે છે. અને સંસારમાં પૂર્ણ સુખ, *Unalloyed* happiness દુઃખ વ્યતિરેક સુખ કેમ પ્રાપ્ત કરવું એ પ્રત્યેક જીવાત્માનો ધ્યેય હોય છે. આપણા શાસ્ત્રકારો કહે છે કે આ સંસાર પૂર્ણ સુખમય નથી. એમાં સુખ દુઃખનું મિશ્રણ છે. માટે સંસારના જન્મમૃત્યુના-ફેરામાંથી છુટવું એટલે **મોક્ષ મેળવવો** એજ **અત્યંત** અને **નિરંતર સુખ**. આ સુખ અથવા મોક્ષ કેમ મેળવવો તેને માટે આપણા શાસ્ત્રકારોએ અનેક માર્ગ બતાવ્યા છે. એ સર્વ માર્ગનું વિવેચન કરીએ તો વિષયાંતર થાય. બુદ્ધ ભગવાન એમ કહે છે કે એ **મુક્ત અવસ્થા અથવા આનંદ આ જીવન અવસ્થામાં મળી** શકે છે, અને તેને માટે એણે કેટલાક નિયમો કહેલા છે.

દરેક ધર્મના બે અંગ હોય છે. એક મુક્તિ એટલે શું તેનો નિર્ણય કરવો એટલે તત્વજ્ઞાન, અને બીજું તે મેળવવાને માટે જે નિયમો ઠરાવવામાં આવેલા હોય છે તે એટલે આચાર. શ્રીમત્ શંકરાચાર્યની વ્યાખ્યા પ્રમાણે આ લોકમાં આપણું કર્ત્તવ્ય શું ? અને કર્ત્તવ્ય કરવાને મોક્ષ પ્રાપ્તિમાં કાંઇ વ્યવસ્થા ન આવે એવી રીતનું આચરણ કયું અને તે આચરણનું કેવી રીતે પાલન કરવું એ મારા મત પ્રમાણે ધર્મ જ્ઞાન અને એવા જ્ઞાનનું શિક્ષણ એ ધર્મ શિક્ષણ.

---o---

# મહત્વાકાંક્ષા.

(ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, એલ. સી. પી. એન્ડ એસ.)

સંતોષ મનને સુખમાં રાખે, પણ એનીએ હદ હોય છે. આપણી વર્તમાન સ્થિતિથી અસંતોષી થયા વગર, આપણી ઉન્નતિ કદી થતી નથી. માટે શરીર, મન, અને આત્મા, ઉત્તરોત્તર ઉન્નતિ પામે એવી ઇચ્છા રાખવી, એ એક કર્તવ્ય છે. ગરીબાઇ એ દોષ નથી, પણ એમાંથી નીકળવાના પ્રમાણિકપણે પ્રયત્ન ના કરીએ તો જરૂર દોષ થાય છે. કોઇની ઓશીયાળ ના કરવી પડે, અને સ્વતંત્રપણે આબરૂભેર દિવસો નિર્ગમન થાય એટલો પૈસો હું ધારૂં છું કે પ્રમાણિક પ્રયત્ને મળી શકેજ. અને એટલો પૈસો પેદા કરવો તે દરેક મનુષ્યની ફરજ છે. પૈસાનો કોઇ કોઇ તત્વજ્ઞાનીઓ તરફથી ગમે તેટલો તિરસ્કાર થાય તો પણ એની જરૂર ઘણી છે, અને આપણા સંસારના કર્તવ્યો યથાસ્થિત બજાવી શકાય તે માટે પૈસાની ડગલે ડગલે જરૂર પડે છે. માટે સતત ઉદ્યમથી અને સત્ય માર્ગને અનુસરીને આપણી આર્થિક સ્થિતિ સુધારવી તે દરેક માણસનું કર્તવ્ય છે. ત્યારબાદ માનસિક ઉન્નતિમાં પણ કદાપી સંતોષી થવું ઘટતું નથી. જે મનુષ્યને થોડું જ્ઞાન છે તે હમેશાં પોતાને જ્ઞાની ધાર્યા કરે છે પણ જ્ઞાનના પ્રદેશમાં જેમ આગળ વધતા જઇએ છીએ તેમ તેમ અંતઃકરણ પૂર્વક લાગે છે કે આપણું જ્ઞાન કાંઇ હિસાબમાં નથી. ધન, દોલત, અને જ્ઞાન પ્રાપ્તિ સાથે મનુષ્યને કીર્તિલોભ પણ હોય છે અને સારે માર્ગે કીર્તિ પ્રાપ્ત કરવી તેમાં ખોટું પણ કશું નથી. ત્યારે આ ઉપરથી આપણે હોઇએ તેના કરતાં મહાન થવાની અભિલાષા રાખવી એ યોગ્ય છે અને ધન, દોલત, માન, આબરૂ, જ્ઞાન, પ્રતિષ્ઠા એ બધી વસ્તુઓ આપણું શ્રેય કરે એટલા પ્રમાણમાં ઇષ્ટ છે. પરંતુ એ બધામાં રાખવો જોઇએ. કારણકે મહત્વાકાંક્ષા એટલે મોટા થવાની ઇચ્છા, સારી એ હોય, અને ખોટી એ હોય છે. ઉચ્ચ બાબતની હોય, તેમ નીચ વિષયની પણ હોઇ શકે. મનુષ્ય જાત ઉપર એણે ભયંકર દુઃખો નાંખ્યા છે, તેમ એને પ્રતાપે આપણને લાભ પણ ઘણા થયા છે. આપણે તો લાભદાયી નીતિમય મહત્વકાંક્ષાજ રાખવાની છે.

પરંતુ રાજકવિ ટેનીસન કહે છે કે ઉચ્ચ થવાની આશા રાખ્યા છતાં બધાં ફાવતાં નથી "જ્યાં ઘણા નિષ્ફળ થાય છે. ત્યાં એકાદ ફાવે છે." છતાંયે આ વાત તદન ખરી નથી. જેનામાં જેટલી લાયકાત હોય છે તેટલા પ્રમાણમાં

જરૂર ફત્તેહ મળે છે. "આકાશ સુધી તાકનાર ઝાડને તો જરૂર મારી શકે છે." ઘણી વખત આપણે ગજા ઉપરાંતની આશા રાખીએ છીયે, અને તેથી એ આશાના પ્રમાણમાં ફત્તેહ ના મળે તે જુદી વાત છે. વળી હલકી રીતે જીત થાય તેના કરતાં આબરૂદાર હાર થાય તે સારી છે. હારવાથી ધીરજ ખોઇ દેવાય નહિ તો માત્ર હાર્યા તેથી કાંઇ હાની નથી. એકવાર ધાર્યું મેળવાય નહિ તેટલા ઉપરથી મહત્વાકાંક્ષાજ રાખવી નહિ એ યોગ્ય નથી. ધારી ફત્તેહ મળી શકે તેને માટે શું પ્રાપ્ત કરવાનું છે, તે આપણે પ્રથમથી બરાબર સમજવું જોઇએ, અને પછી જે જે સંજોગો અનુકૂળ જણાય તેનો લાભ લઈ લેવો.

આમાં વખતનો સદુપયોગ એ બહુ અગત્યની બાબત છે. એક ક્ષણ પણ નકામી ના જવા દેવી. નેપોલીયન કહેતો હતો કે પા કલાક લશ્કર મોડું વહેલું આવે તેના ઉપર લડાઇની જીતનો સઘળો આધાર છે. જીવનરૂપી યુદ્ધમાં પણ આવા પા પા કલાકોની ઘણી જ કીમત છે.

લક્ષ્ય વસ્તુનો સંભાળપૂર્વક વિચાર કરવો. જેટલું બને તેટલું ઓછું જોખમ ખેડાય એમ કરવું; અને ઓછી મહેનતે વધારે સારૂં ફળ મળે એ રીતે કામ લેવું. પણ એક વખતે નિશ્ચય કર્યો કે લક્ષ્ય આ જ છે પછી પાછું ફરવું નહિ. પછી તો જેટલી મહેનત કરવી પડે તેટલી કરીને, અથવા જે જે ભય માથે વ્હોરવો પડે તે વ્હોરીને પણ ઇષ્ટ વસ્તુ સાધ્ય કર્યા વિના ઝંપવું નહિ.

ખરાં મહત્વાકાંક્ષી જનોએ, જીવનના ઉચ્ચ અને મહાન આશયો પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. પોતાનું, પોતાના કુટુંબનું અને પોતાના દેશનું કલ્યાણ સાધવા, એમણે તન, મન અને ધનથી મહેનત કરવી જોઇએ. આત્મોન્નતિના અને દેશોદયના માર્ગો પણ, શુદ્ધ નીતિ અને સત્યને અનુસરતા હોય નહિ તો એનું અંતીમ પરિણામ સારૂં આવતું નથી. ઘણા માણસો જીવનનો ઉદ્દેશ પાર પાડવા નીતિ કે અનીતિનો વિચાર કરતા નથી. તે મહત્વાકાંક્ષાનો દુરૂપયોગ કરે છે, પરંતુ થોડા માણસો ખોટા માર્ગે પકડે તેથી મહત્વાકાંક્ષાની કીમત ઓછી થતી નથી. મહત્વાકાંક્ષા એ તો, કાર્ય કરવાને પ્રેરનાર અલૌકિક શક્તિ છે. આપણને એ નવુંજ બળ અર્પે છે, અને જીવતરનાં કટ્ટાં વેરી આળસ અને સુસ્તીને એ દૂર ધકેલી મૂકે છે

તમે મહત્વાકાંક્ષાને યોગ્ય અને ન્યાયને માર્ગે દોરો. પરંતુ કોઈ પણ દિવસ એવું ધારતા નહિ કે જેને મહત્વાકાંક્ષા જ નથી, એવા માણસો મોટા તત્વજ્ઞાની કે પ્રશંસાપાત્ર હોઇ શકે. મહાન ઉદ્દેશ વગરનું જીવતર તે જીવતર

જ નથી. અને કોઈ પણ જાતની પ્રગતિ, ઉચ્ચ આશય રાખ્યા શિવાય સાધી શકાતી નથી. આપણું પોતાનું હિત સાધવું હોય, આર્થિક સ્થિતિ સુધારવી હોય કે આધ્યાત્મિક ઉન્નતિ કરવી હોય પણ દરેકમાં મહત્વાકાંક્ષાની જરૂર છે.

માણસની મહત્વાકાંક્ષા કેવી છે તે ઉપરથી જ એ કેવું કાર્ય કરશે તે સમજી શકાય છે. જે માણસમાં વિજય પ્રાપ્ત કરવાની શક્તિ નથી, જેનામાં બુદ્ધિ ઓછી હોય છે, કે ચારિત્ર્યનું બળ નથી, અથવા તે કેવળ સુસ્ત હોઇ, તદ્દન માલ વગરનો હોય છે, એવાને જ જીવનમાં ફત્તેહ મેળવવાની રહેતી નથી, પરંતુ જેનામાં ઇશ્વરે આપેલી સુબુદ્ધિ અને સારી વાસનાઓ છે, જે માણસો પોતાના અંતઃકરણમાં ઇશ્વરનો પ્રકાશ અનુભવે છે, તે તો જરૂર ઉન્નતિ અને પ્રગતિને માટે ઉત્સુક હોય છે.

મહાન્ થવાની ઈચ્છાજ ના હોય, એવા માણસને તદ્દન મૂર્ખ અને બાયલો જ જાણવો. ઘણે ભાગે એવા માણસો જીવતરને દુઃખી દુઃખી એમ કહ્યા કરે છે, અને સંસારને અસાર માને છે. મનુષ્ય જીવન રણક્ષેત્ર છે. અને એમાં જે કાયર થવાનું, કે આળસુ થઇ જવાય એવું, હલકા પ્રકારની નિવૃત્તિનું શિક્ષણ આપે તેમને આપણા કટ્ટા દુશ્મન સમજવા જોઇએ. જે મનુષ્યો વારંવાર પોતાના કીસ્મતનો જ વાંક કાઢયા કરે, અને રો કકળ કરી કરીને, છાતી કે માથાં કુટે એમની બહુ તો દયા આવે, પણ પૂજ્ય બુદ્ધિ તો ના જ થાય. એવા લોકો મનુષ્ય જીવનનો હેતુ જ સમજ્યા નથી. પુરૂષ નામને જ એ યોગ્ય નથી.

ઉદ્યમ અને પ્રવૃત્તિ એ મહત્વાકાંક્ષાનું સત્વ છે, પ્રવૃતિથી જ આપણે જ્ઞાની, ઉન્નત અને સુખી થઇએ છીએ. તેટલા માટે, ચાલો ! આપણે દૃઢ સંકલ્પ કરો, કે આવતી કાલથી જ દરરોજ આપણે એવી રીતે વર્તીશું કે આજ કરતાં કાલે અને કાલ કરતાં પરમ દહાડે, આપણે વધારે ને વધારે સારા થઇશું ! પ્રતિજ્ઞા કરો કે આજથી જ અમે નિયમિત કસરત કરીને, અમારૂં શરીર તંદુરસ્તીમાં અને સ્ફુર્તિમાં રાખીશું; સારાં વાંચનથી, સત્સંગથી અને સારા વિચારોથી મનને ઉન્નત કરીશું; દેશભક્તિથી લોકસેવા કરીશું. કીર્તિની કે નામની પણ દરકાર નહિ કરીને કેવળ કર્તવ્ય બુદ્ધિથી ઇશ્વર પ્રિત્યર્થે જે ફરજો બજાવવાની હશે તે બરાબર બજાવીશું; અને મનુષ્ય જીવનનું સાર્થક કરીશું.

કહેવાતી હલકી નાતોમાંથી અને છેક જ ગરીબ દશામાંથી કેટલા બધા મહાન્ થઇ શક્યા છે, તેનો વિચાર કરો ! મહાન્ થવામાં નાત જાતનો કે

ગરીબ તવંગરનો બિલકુલ બાધ નથી. પ્રૉ. ગજ્જર જેમણે રસાયણ શાસ્ત્રમાં નામ કાઢ્યું, અને ઉતરી ગયલાં મોતી ધોઇને પાછાં નવાં ચકચકિત કરવાની શોધ કરી, તે જાતે સુતાર છે. આપણો ગુજરાતનો વેદાંતિ કવિ **અખો** ભગત સોની હતા. દક્ષિણના કવિ **તુકારામ** કણબી હતા, અમદાવાદમાં પ્રેમ દરવાજા પાસે **સરયૂદાસજી** મહારાજ રહેતા. એમનું સાદું સરળ અને નિરાભિમાની ચરિત્ર, જેમણે જેમણે એમને જોયા હતા, તેમનાપર સબળ અસર કરતું. એમની વિદ્વત્તાવાળી અને રસિક તથા બોધક કથાઓથી હજારો મનુષ્યો સીધે માર્ગે ચાલી ધાર્મિક અને નીતિમાન થઈ ગયા છે. એ **સરયૂદાસજી** મહારાજ કણબી હતા ખેડા જીલ્લામાં એક **દાદુરામ** મહારાજ થઇ ગયા એ જાતે કોળી હતા. હજારો કોળી અને ધારાળા લોકને, એમણે દારૂના દુષ્ટ વ્યસનમાંથી મુકત કર્યા હતા. યૂરોપ ખંડમાં તો, એવા ઘણા જ દાખલા છે. વિજ્ઞાનના મહાન શોધકો. રાજકારભારીઓ, પ્રધાનો, લેખકો, તથા કવિઓથી માંડી, મોટા વેપારીઓ, કારીગરો, અને લક્ષાધિપતિઓ, હલકામાં હલકી દશામાંથી, અને નીચામાં નીચી નાતોમાંથી ઉત્પન્ન થયેલા છે

આપણો દેશ હાલમાં ગમે તેવો પડતી દશામાં આવ્યો છે, પરંતુ તેમ છતાંયે મહાન્ પુરૂષો ઉત્પન્ન કરવાની શકિત તો એની કોઇ પણ યુગમાં નાશ પામી નથી. ત્યારે કોઇની ઇચ્છા મહાન્ થવાની હશે તો, એમાં કોઈ પણ સંજોગો પ્રતિકૂળ નથી. આપણા ગુજરાતમાં પણ સ્વામિ દયાનંદ સરસ્વતી, દાદાભાઇ નવરોજી, કર્મવીર મહાત્મા **મોહનદાસ કરમચંદ ગાંધી**, સ્વ. દિ. બ. **અંબાલાલ સાકરલાલ**, સ્વ. ગોવર્ધનરામ, સ્વ. **મણીલાલ નભુભાઇ દ્વિવેદી** અને મહારાજા **ગાયકવાડ** જેવા મહા પુરૂષો વર્તમાન કાળમાં પણ ઉત્પન્ન થયા છે. અને આપણા પરમ પ્રિય હિંદુસ્થાનમાં તો ચારે છેડે, કોઇપણ યુગમાં જોઈ જાઓ તો તમારી ખાત્રી થશે કે, અનેક સંકટો અને વિઘ્નો વટાવીને, ભગીરથ પ્રયત્નોથી, પોતાના જીવનનો ઉદ્દેશ ઘણા મહાજનોએ પાર પાડયો છે આવા આવા મહાજનોએ જ આપણા ઇતિહાસને દીપાવ્યો છે; અને આપણા વર્તમાનકાળના વિચારોને ઘડયા છે. એમના જેવા થવાના કાંઇપણ પ્રયત્નો કરીએ નહિ, તો એમના દેશબંધુઓ કહેવડાવવા પણ આપણે લાયક નથી.

મહત્વાકાંક્ષાને પ્રતાપે મનુષ્યોએ શું શું પ્રાપ્ત કર્યું છે, તેનો વિચાર કરો! આત્મરક્ષણમાં જેની પાસે માત્ર હાથ જ હતા એવા મનુષ્યોએ, મોટા મોટા રાક્ષસ જેવાં પ્રાણીઓ વશ કર્યાં! પર્વતો, સમુદ્રો, અગ્નિ અને પવન

જેવા ભયંકર તત્વોને એમણે પોતાના દાસ બનાવ્યા. જંગલવાસી હિંસક પ્રાણીઓ અને એમના જેવા જ ક્રુર બળવાન જંગલી મનુષ્યો, **વામનજી** જેવા બુદ્ધિશાળી મનુષ્ય આગળ નરમઘેશ થઇ ગયા! અગ્નિની જ્વાળા સામી, એણે, ઇશ્વર જેવી તેજસ્વી પોતાની બુદ્ધિની જ્વાળા ફેલાવી, અને અગ્નિને પોતાને તાબે કર્યો. સમુદ્રની ગર્જનાઓથી એ બીન્યો નહિ, દરીઆઇ તોફાનો, ખરાબા, રાક્ષસી જળચરો આ સર્વેની સ્હામા, એણે બાથ ભીડી; અને મોટાં શહેરો જેવડી સ્ટીમરો ભર દરીએ પૂર્ણ વેગથી દોડતી કરી.

તારા જોઈ પ્રથમ મનુષ્યોને અગ્નિના તનખા જેવું લાગતું હતું, અને શોધખોળ કર્યાથી, એમણે ખાતરી કરી લીધી કે એ તારા તો આપણી પૃથ્વી કરતાં પણ વધારે ભવ્ય બીજી પૃથ્વીઓ તથા સૂર્યો છે. અંધકારમાં એક કાળે મનુષ્ય થરથરતો હતો, પણ હવે તો વિજળીનું એક બટણ દબાવતાં ઝળાં ઝળાં કરી દે છે. સો બસો ગાઉમાં માણસ હારી જતો, તે હવે મુંબાઇથી કલકત્તે જવું રમત સમજે છે. એક ખેતરથી બીજે ખેતર સંદેશો પહોંચાડવા ધાંટા દુખાવી નાંખવા પડતા તેજ મનુષ્ય હવે હિંદુસ્થાનથી જાપાન, ને અમેરિકા ને યૂરોપ સુધી વગર ધાંટો દુખવે સંદેશા મોકલે છે! જળધોધ જોઇને એ ગભરાઈ જતો, તે હવે ધોધનો ઉપયોગ વિજળી ઉત્પન્ન કરવામાં કરે છે! પક્ષિયોની મનુષ્યો અદેખાઇ કરતા, તેજ મનુષ્ય હવે પક્ષિથી પણ વધારે ઝડપે ભૂરા આકાશમાં વિહાર કરે છે!

જડ જગતમાં આવા આવા પરાક્રમો કર્યા બાદ, સમાજશાસ્ત્ર અને નીતિશાસ્ત્રની રચના કરવામાં પણ એણે હદ કરી છે અને ધર્મ અને તત્વજ્ઞાન, અને કાવ્યના પ્રદેશમાં એણે જે પ્રગતિ કરી છે તે દિઙ્મૂઢ કરી નાંખે છે.

પ્રિય વાંચક! આ આ વાતો સાંભળીને નિરાશા દૂર કર; ઉત્સાહ, ઉદ્યમ અને દૃઢતા રાખી મહત્વાકાંક્ષા સેવ, અને જે ઉચ્ચ સ્થાન માટે તું નિર્માણ થયો છું તે પ્રાપ્ત કર!

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

"જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.

---

# હું નરમ કેમ પડ્યો ?

(લેખકઃ—ડાહ્યો મૂર્ખ.)

"અજ્ઞાન જ આનંદરૂપ હોય ત્યાં ડાહ્યા થવું તે મૂર્ખાઈ જ છે." તમે લગ્ન સંબંધી મારા વિચાર પૂછો છો તેના જવાબમાં આ વાક્ય જ હું કહું છું, અને તેના પૂરાવામાં મારો પોતાનો જ અનુભવ કહું છું. હું પરણ્યો તે વખતે મને બધા કેવો ભાગ્યશાળી ગણતા હતા! કહેતા હતા કે મને ભણેલી સ્ત્રી મળી, રૂપાળી મળી, પૈસાદાર પિયેરની મળી, અને મ્હારા મનમાં પણ કેવા કેવા વિચાર હતા. બી. એ. માં સાહિત્યનો વિષય લઇ હું પાસ થયો હતો. કાલીદાસ, ભવભૂતિ, શેક્સપિયર, બાયરન અને દયારામ વગેરે સમર્થ કવિયોનાં પ્રેમમિમાંસા રૂપ કાવ્યો મેં વાંચ્યા હતા; તેમની છાપ મારા મગજ ઉપર સજ્જડ પડેલી હતી. લગ્ન સમયે મારી પ્રિયા સંબંધી મારા વિચાર પણ પ્રેમમયજ હતા મેં તેની સાથે વાત તો નહોતી કરી, ક્યાંથી કરૂં? આપણા રીતરીવાજ તે માટે રજા નથી આપતા. છતયિ મેં તો ધારી જ લીધું હતું કે તે સર્વાંગે મારે યોગ્ય જ છે. સાંભળ્યું હતું કે તે ભણેલી છે. ગુજરાતી પુરૂં કરી ઇંગ્રેજીમાં બે એક વર્ષ ગાળ્યાં હતાં. હું તો એમ જ ધારતો હતો કે તેથી બધું જ્ઞાન મળે છે. પરણ્યા પછી કાંઇ કાંઇ કરવાના મનોરથો બાંધ્યા'તા. અમે આમ સાથે વાંચીશું, સાથે ફરવા જઇશું, ત્યાં વિવિધ વિષયો ઉપર વાતો કરીશું, કલાપિના પ્રેમ સંબધી ચર્ચા કરીશું. આવા આવા ઘણા જાગ્રત સ્વપ્નો મેં અનુભવ્યા હતા. પરણ્યા પછી તરત જ હું મુંબાઇ એમ. એ. બી. એસ. સી. માટે ગયો. ત્રણ વર્ષ ત્યાં રહેવું પડયું તે દરમિયાન મેં મારી પત્ની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. કાગળમાં સંસારસુધારાના કાંઇ કાંઇ પ્રશ્નો હું ચર્ચતો હતો. છેવટે હું પાસ થયો. ઘેર આવ્યો. મારી વહુને ઘેર રાખી. આ વખતે કેવો મારા મનનો આનંદ! હવે તો સ્વપ્ના મટી બધું ખરેખરૂં અનુભવાશે, વિચારો વર્તનમાં મૂકાશે, એમ લાગવા માંડયું. પણ ખરૂં પૂછતાં મારી સ્ત્રીને ઓળખવા તો હજી હવે જ મેં માંડી. અત્યાર સુધી તો હું જ એનામાં સઘળા ગુણ કલ્પતો, પરંતુ એના ખરા ગુણ જોવાનો અવસર મને મળ્યો નહોતો. હું પિતાના ઘરમાં રહેતો. માતા નહોતી, મોટી ભોજાઇ હતી. હું વચલો ભાઇ હતો. ભાઇ સરકારી નોકર હતા. મનમાં કલ્પેલા ભોગ તો કયાંથી જ ભોગવાય. કુટુંબમાં બધાંના મન સાચવવાનાં હોય; વળી મારે પણ ખાનગી લેબોરેટરીમાં મળવાનું ઓછું, અને દળવાનું વધારે હોવાથી વખતની તાણાતાણ થતી. હું

થાકી જતો હતો, મારી પત્ની પણ ઘરકામથી જ્યારે થાકેલી હોય ત્યારે જ મને સ્હેજ ફુરસદ મળતી, તે વખતે હું એનો અભ્યાસ વધારવા તજવીજ કરતો. પરંતુ એ સ્વભાવે ઘણી રમતિયાળ હતી, વચ્ચે કાંઇ કાંઇ ટીખળ કરતી, એટલે હું ચીડાઇ જતો, અને અમે ચડભડી ઉઠતા. અભ્યાસ બંધ રહેતો, વળી એના પિયરનો જાપ્તો સખત હતો; એટલે સંસારસુધારાના મારા વિચાર મારી પાસે જ રહેતા; ફરવા આવવાનું તો એ ધસીને ના પાડતી હતી. અને બધા કહેતા કે એ ભણેલી હતી; પરંતુ એનું જ્ઞાન ખરૂં 'પૂછતાં કાંઈ જ નહિ. પેપરોમાં તો એ સમજે જ નહિ, ચોપડીઓ વાંચવાનો કંટાળો, કોઇકવાર વાતોની હોય તો હાથમાં લે; પરંતુ ઘરકામમાં હોંશિયાર. નાતમાં પટલાણી. કોઈ મરી ગયું હોય તો સૌથી પહેલી જાય. હજી કુટવા તો નો'તી ઉભી રહેતી, પણ ત્યાં બે કલાક ગાળી આવે.. અને ગામગપાટા લેતી આવે. જમવાનું, પીરસવાનું કે થાળી ઢાંકવાનું હોય ત્યાં એને ઘણો જ રસ પડતો હતો. શોક કોને પાળવાનો, કેટલા દિવસનો, તેમાં ક્યાં ક્યાં જમવા જવાય, અને શું પહેરાય તે બધું જ્ઞાન નાની ઉમરમાં એને સારૂં થઇ ગયું હતું. જે જે બાબતોનો મને કંટાળો તે તે બાબતોમાં એને ખાસ રસ. આમ હોવાથી ઘણા દિવસ મારૂં જીવન અતિ કલેશમાં ગયું. એ પણ એની જાતને દુઃખીજ માનતી હતી. એકવાર મેં એને ઉઘાડે પગે ભર બપોરે આવતી જોઇ. આ ઉપરથી ઘેર જઇને કહ્યું કે તારા પગનું માપ આપ હું બુટ શીવડાવી લાવું. એણે કહ્યું ના હજી મારાથી તમારા ઘરના બુટ પહેરાય નહિ. ત્યારે મેં કહ્યું કે તારા બાપને કહીને મંગાવી લે. આ વાતની કચકચ બરોબર ત્રણ મહીના ચાલી, અને ઉનાળો પૂરો થયા પછી બુટ આવ્યા. હું તદ્દન કંટાળી ગયો હતો. મારા જુના પ્રિય પ્રેમ મિમાંસાવાળા કાવ્યો મેં ફરી ફરી વાંચ્યા, અને તે બધાં ખોટાં છે એમ માનવા લાગ્યો. પ્રેમ true love જેવી ચીજ તો ફક્ત કવિઓની કલ્પનાજ છે એમ મારા મનમાં મેં ઠસાવ્યું. મારી પરોશમાં એક ડોસો ડોશી હતાં. દરેક વાતમાં તેમના વિચાર સરખા. આજે જમાઇને જમવા તેડીશું કે ? એમ ડોશી ડોસાને પૂછે, ડોસો પણ જોડા નવા લાવવા હોય ત્યારે ડોશીને પૂછે. સંધ્યાકાળમાં માળુ કરી ફરતાંફરતી બે જણ ઓટલે બેટે બેસે. ડોસો હુકો પીએ. ડોશી માળા ફેરવે. વચ્ચે વચ્ચે વાતો કરે. આ જોઇ મને તો એમના જીવનની અદેખાઇ આવી. દરરોજ એ તરફ મેં નજર રાખવા માંડી. અને છેવટે એ સાર ઉપર આવ્યો કે ડોસા ડોસીના વિચારમાં એકતા છે તેથી તેઓ સુખી છે, અને એકતા હોવાનું કારણ એ છે કે ડોસાએ મારી

ધોયેલાં કપડાં ચકચકાટ મારતાં કરવાં હોય તો અસ્રી કરતી વખતે થોડું સાબુનું ફીણ અથવા થોડાં ટરપીન્ટાઇનનાં ટીપાં ભેળી સ્ટાર્ચ લગાડવો.

જ્યારે લુગડાંપર માટીના અગર કાદવના ડાઘા પડે છે અને આખું લુગડું ધોતાં જીવ ચાલતો નથી. આવે વખતે કાચા બટાકાનું અડધું ફડસાલીઆું લઈ ખુબ ઘસવાથી ડાઘ નાબુદ થાય છે.

સફેદ રેશમી કપડું જેમ ધોવાય છે તેમ પીળાશ પડતું જાય છે, તે અટકાવવાને છબછબાવતી વખતે પાણીમાં જરા મેથીલેટેડ સ્પીરીટ નાંખવાથી કપડું લીસું તેમજ ચકચકિત થશે.

કપડાં ધોયા પછી સાબુનું પાણી નાખી નહી દેતાં તે ઝાડના કયારાઓમાં નાંખવામાં આવે તો ખાતરની ગરજ સારે છે.

---

## ચંદા.

મીઠી અમી-રસ કેરી ધાર જગમાં વેરીને
સુખ-શાંતિ દેતી અપાર નભથી રેલીને,
તુંજ પ્રીતિ રીત અનિત ચંદા ઘેલી તું
શીખવે છે મધુરાં-ગીત રસથી રેલી તું,
ઘેલું બુલબુલ-ગીત ગાય દિવાનું તુંજથી
ઘુઘવે છે સમુદ્ર તરંગ તુજને તો નીરખી,
હરખે છે તારી સંગ કુમુદો લપટાઇ
પાતી વળી મધુ-રસ પાન રસમાં રેલાઇ,
તુજમાં છે મોહ-ગંભિર તારલીયા ટપકે
રૂપેરી પ્હેરી ચિર નભમાં રાસ રમે,
તુજ અગમ અગોચર માર્ગ ચંદા ઘેલી તું
રમતી અભ્રોની સાથ ચંદા બ્હેની તું,
રેલીને અમૃત-ધાર જગમાં મિઠલડી
એ પરમ-સ્નેહીની રીત જાણે તું બ્હેની.

સ્નેહી.

---

## કૈલાસવાસી વકીલ અંબાશંકર હરપ્રસાદ.



મહુમ વકીલ અંબાશંકર હરપ્રસાદ.

શ્રી 'સરસ્વતી' પ્રેસ, નાગદેવી સ્ટ્રીટ-મુંબાઈ.

પોતાના સાળા પ્રદ્યુમ્ન પાસે રખાવ્યો અને ઉપરોક્ત લોકોનો વેરો માફ કરાવી ખોટ પોતે ભરી આપી.

ધોયેલાં કપડાં ચકચકાટ મારતાં કરવાં હોય તો અસ્રી કરતી વખતે થોડું સાબુનું પીગ અથવા થોડાં ચરબી-સાબુનાં ટીપાં ભેળી સ્ટાર્ચ લગાડવો.



# કૈલાસવાસી વકીલ અંબાશંકર હરપ્રસાદ.

## ( રા. લક્ષ્મીરામ મહિપતરામ દીવાન. )

આ ગૃહસ્થનો જન્મ ભૃગુક્ષેત્ર (ભરૂચ) ની પવિત્ર ભૂમિમાં વિક્રમ સંવત ૧૯૦૫ ના વૈશાખ વદ ૧૨ થયો હતો. ભરૂચમાં ઇસ્વીસનના ૧૯ મા સૈકાના પ્રારંભમાં ઇંગ્રેજી રાજ્ય સ્થાપી થતાંજ બ્રહ્મક્ષત્રિયોમાં હાલ "જાદવકુળ"થી ઓળખાતા સમુદાયમાંના હરિરામ રૂપરામ નામના ગૃહસ્થ "ત્રીજેશ્વર"ની નોકરીએ દાખલ થયા. તેઓ શિવભક્તિ પરાયણ તથા બહુ દાનશીલ હતા. ભરૂચ શહેરની પૂર્વે દોઢ ગાઉ દૂર નર્મદા કિનારે, સુનિતીર્થ નામના અતિ પ્રાચીન જળાશય પાસે તેમણે મહારૂદ્ર યજ્ઞ કરી ત્યાં શિવલીંગની સ્થાપના કરીને સુંદર દેવાલય બંધાવ્યું, અને શ્રાવણ માસમાં પ્રત્યેક રવિવારે ત્યાં મેળા ભરાવવાની યોજના કરી. પ્રસ્તુત તે દેવાલય "મહારૂદ્ર" ને નામે જાણીતું છે ને મેલા અદ્યાપિ ચાલુ છે. દેવાલયનો કબજો, ભોગવટો અને વહીવટ તેમના વંશજોનો છે, જેઓ આખો શ્રાવણ માસ ત્યાં નિવાસ કરી શંકરનું પુજન યથાવિધિ કરે છે.

હરિરામજી પ્રત્યેક વર્ષે શ્રાવણ માસમાં એકથી વધારે "પ્રત્યક્ષ" ગૌદાન કરતા એટલુંજ નહી પણ એક વખત અધિક શ્રાવણ આવતાં તેમણે તે આખો મહિનો દરરોજ એકેક "પ્રત્યક્ષ" ગૌદાન કર્યું હતું. શ્રાવણ માસમાં મેળાને દિવસે બ્રહ્મભોજન કરાવતા અને જે નાતભાઇઓ મેળામાં જઈ ચઢે તેમને અતિ આગ્રહપૂર્વક ભોજનમાં દાખલ કરતા-તે માટે એમ કહેવાતું કે "અન્નપૂર્ણા"ના પ્રતાપથી થોડી રસોઈમાં વિશેષ જમનારાઓનો સમાવેશ થતો હતો. "જાફતમેં જમેતરામ-પૂણ્યમેં હરિરામ" એ કહેવત આ લખનારની કિશોરાવસ્થા સુધી નાતમાં પ્રચલિત હતી.

વૈશાખ માસ અધિક આવતાં ભરૂચથી પૂર્વે નર્મદા કિનારે ૬ ગાઉ દૂર કડોદની જાત્રા આખો મહિનો ભરાય છે. આવો પ્રસંગ ૨૦-૨૨ વર્ષને અંતરે આવવાથી આ જાત્રામાં ઘણે દૂર દૂરથી લોકો આવે છે. હરિરામજીના સમયમાં આ પ્રસંગ આવતાં જાત્રાળુઓ માટે ઠેરવેલો સરકારનો માથાવેરો સાધુ-બ્રાહ્મણ તથા બીજા નિરાધાર લોકોને ભરવો ભારે પડે માટે તેનો ઇજારો હરિરામજીએ પોતાના સાળા પ્રદ્યુમ્ન પાસે રખાવ્યો અને ઉપરોક્ત લોકોનો વેરો માફ કરાવી ખોટ પોતે ભરી આપી.

હરિરામજીના પુત્ર હરપ્રસાદ ઉર્ફે બાપાભાઇ-મર્હુમ અંબારાંકરના પિતા-મામલતદાર કચેરીમાં કારકુન હતા-અર્થાત્ તેમની આર્થિક સ્થિતિ સામાન્ય હોવા ઉપરાંત હરિરામજી મૂકી ગયલા કરજનો કાદવ પણ તેમને ઉલેચવાનો હતો, મર્હુમનું મોસાળ "મલજી" કુટુંબ હતું. હરિરામજીના સમકાળિન વિખ્યાત વકીલ જમેતમલ શંભુમલનાં દુહિતા ફુલકોર, મર્હુમનાં માતુશ્રી હતાં.

કિશોરાવસ્થા સુધી મર્હુમ બહુ તોફાની હતા. ભણવા તરફ જરાય વલણ નહોતું; છતાં પણ "મોરનાં ઇંડાં ચિતરવાં ના પડે" એ કહેવત અનુસાર મુત્સદિ નાતમાં જન્મેલા એટલે અમે તે દ્વારા પણ સાધારણ ગુજરાતી લખતાં વાંચતાં તો શિખ્યાજ.

તેમના સોબતીઓમાંના કેટલાકો (પ્રમાણમાં બહુ થોડા) ની માફક તેમનાં લગ્ન પણ બાલ્યાવસ્થામાંજ થયાં. કન્યાઓ મોંઘી હતી ને સારાં કુટુંબોના બાળકોનેજ માત્ર મળતી. બાર વર્ષની વયે ભરૂચમાં જૂની શેરીના ચતુર્ભુજદાસ હરજીવનદાસનાં પુત્રી હરીગંગા સાથે તેમને પરણાવ્યા.

તેમના બાળ-મિત્રો તરુણાવસ્થામાં પ્રવેશ કરતાં સૌ ધંધે વળગ્યા. મર્હુમ તેમની કેળવણીને લીધે કંઇ કરી શકયા નહી. આખરે વડીલોનાં ઘરેણાં ટાણાંથી ઉદ્દેશાઇને બીજાં સાધનને અભાવે તેમણે "નીતિ-દોહન-પ્રકાશ" નામનું સાપ્તાહિક પત્ર અમદાવાદના એક શ્રાવક સરૂપચંદ દલીચંદના ભરૂચમાં તાજા સ્થપાયલા શીલા છાપખાનામાંથી પ્રકટ કરવા માંડયું ને "ગરીબકી જોરૂ સબકી ભાભી" એ ન્યાયે શહેરના સુધરાઇ ખાતા ઉપર કલમ કટાર ચલાવવા માંડી. પરંતુ આ ધંધો તો માત્ર નિરર્થક કાળક્ષેપનો જ નિવડયો. વિત્તોપાર્જનનો તેમાં આભાસ સુદ્ધાં જણાયો નહી

સુભાગ્યે તે સમયે વકીલાતની પરીક્ષા માટેની પ્રાથમિક કસોટી તે માત્ર ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા જ હતી. (નખશિખ પરીક્ષકો પણ ઉદાર વૃત્તિના હતા.) આ સંધીનો લાભ લઇ મર્હુમ તેમની ૨૦ વર્ષની વયે તેમના વડિલ બંધુ મગનલાલ સહિત તે પરીક્ષામાં બેઠા અને પૂર્વજોના પુણ્ય પ્રતાપે તથા ઇષ્ટ કૃપાથી બન્ને ભાઇઓ પાસ થયા. મગનલાલે જંબુસરમાં ને અંબારાંકરે ભરૂચમાં વકીલાતો કરવા માંડી. "Practice makes perfect." "કામ કામને શિખવે" એ ન્યાયે મર્હુમ કામમાં પાવરધા થયા. ફોજદારી વકીલ તરિકે પંકાયા અને ૪૬ વર્ષની લાંબી મુદત સુધી કામ કરી યથાશક્તિ

દ્રવ્ય સંપાદન કરીને ૬૭ વર્ષની પુખ્ત વયે, એક વર્ષની લકવાની બીમારી ભોગવી સંવત ૧૯૭૨ ના ચૈત્ર વદ ૨ ગુરૂવાર તા. ૨૦ એપ્રિલ ૧૯૧૬ ની મધ્ય રાત્રે દેહ-મૂક્ત થયા. તેમનાં પત્ની હરીગંગા પચીસ વર્ષ થયાં ગુજરી ગયાં ત્યારથી મર્હુમ વિધુર સ્થિતિ ભોગવતા હતા. તેમના એકના એક પુત્ર ચંદુલાલ આશરે ૪૮ વર્ષની વયના તથા ચંદુલાલના બે પુત્રોઃ—શર્યેંદ્રલાલ વર્ષ ૨૦ નો તથા હરિવદનલાલ વર્ષ ૧૦ નો તથા એક કન્યા કાંતાગૌરી વર્ષ ૧૨ ની એ રીતે પરિવાર પાછળ મૂકી ગયા છે. ચંદુલાલના પત્ની અતીલક્ષ્મી (અમદાવાદના હરીલાલ ઝવેરલાલનાં પુત્રી) ચાર વર્ષ થયાં ગુજરી ગયાં છે.

વકીલાતના કામનું ઝાઝું રોકાણ છતાં મર્હુમે આશરે પચીસ વર્ષની લાંબી મુદત સુધી સેક્રેટરી પદે નાતની અમુલ્ય સેવા કરી તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. કિશોરાવસ્થામાં ઉચ્છૃંખલ હોવા છતાં તરૂણાવસ્થા પ્રાપ્ત થતાં જ તેમનું આચરણ અતિ ગંભીર, ક્ષમાશીલ તથા સૌજન્યમય થઇ રહ્યું હતું.

મર્હુમને પ્રભુ સદાશિવ સાયુજ્ય મુક્તિ આપો એવી પ્રાર્થના સહિત આ લેખ બંધ કરૂં છું.

---

## સ્ત્રી-પુરૂષોની શોભા શેમાં છે.

(રા. જાદવરાય હકુમતરાય ઠાકોર.)

એપ્રિલ ૧૯૧૬ના ત્રિમાસિકના પાના ૧૧ ઉપર **મધુકાન્તા** નામના લેખમાં સ્ત્રીઓનાં ફેશન-ફેશનના કપડાં બાબત વિવેચન કરેલું છે. ઇંગ્લાંડ (વિલાયત) કે જ્યાં આવી ફેશન પ્રસરી રહી છે અને જ્યાંથી તે આ તરફ આવી છે તે દેશમાં જેમ્સ એલન નામનો બ્રહ્મજ્ઞાની હાલમાંજ થઈ ગયો તેણે ઇ. સ. ૧૯૧૩ માં (Meditation) ચિંતનમણી નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તેના તા. ૧૬ જુલાઇના ચિંતનમાં જે લખ્યું છે તે, મજકુર વિવેચનને યથાયોગ્ય લગતું હોવાથી તેનો તરજુમો આ નીચે પ્રકટ કરવામાં આવે છે. તો સુજ્ઞ સ્ત્રીપુરૂષો તે લક્ષમાં લેશે એમ આશા રાખવામાં આવે છે.

" જે બેદરકારીથી પહેરવાના કપડામાં અતિશય મોજશોખ મનાતો હોય તે દુર્ગુણ છે, માટે સદ્ગુણી મનુષ્યોએ ખંત રાખી તેનો ત્યાગ કરવો જોઇએ.

કપડાં અને ઘરેણાંગાંઠાં પહેરી ખોટો આડંબર કરવાથી હલકું અને જ્ઞાનહિન મન જણાય છે. વિનયી અને કેળવાયલા મનુષ્યો સાદો અને પોતાને

છાજે તેવો પોશાક પહેરે છે, અને તેમના બચેલા પૈસા-તેમનું જ્ઞાન તથા સદ્ગુણ વધારવા તરફ યોગ્ય રીતે વાપરે છે. બિન જરૂરીઆત ભિડરાઇના પોશાક કરતાં કેળવણી તથા તેની સંવૃદ્ધિને તેઓ વધારે અગત્યતા આપે છે, અને તેથી વિદ્યા, હુન્નર અને વિજ્ઞાનને આશ્રય મળે છે. ખરો સુધારો મન અને વર્તનમાં રહેલો છે, અને સદ્ગુણ તથા બુદ્ધિ-ચાતુર્યથી શણગારેલા મનને શરીરના આડંબર યુકત દેખાવથી તેના મનોહરપણામાં (જો કે મનોહરપણાથી મન લલચાય છે તોપણ) વધારો કરશે નહીં."

પહેરવાના કપડાંમાં તેમજ બીજા બધામાં સાદાઇ ઉત્તમ છે.

---

## "યુરોપ જતા મિત્ર વિહારીને પત્ર."



(સંપાદકઃ—રા. જયન્તિલાલ માધવલાલ.)

"Forget not that your marriage, your wealth, your life......are not for your individual personal pleasure......
...Be proud that, you are, an Indian......India's society is the cradle of my childhood, the pleasure of my youth, the sacred seclusion of my old age......India's soil is my highest heavan."

SWAMI VIVEKANAND.

ભરૂચ, તા. ૧-૪-૧૬.

પરમપ્રિય, સ્નેહી સુહૃદ વિહારી,

મુંબાઇ.

ત્હારો સ્નિગ્ધ પત્ર મળ્યો; જાણી ઘણો જ આનંદ થાય છે કે તું મિત્ર-ધર્મ ભૂલ્યો નથી; ત્હારા પત્રના પ્રત્યુત્તરમાં મ્હારે મ્હારી મિત્ર તરીકેની ફરજ આજે બજાવવાની તક આવેલી છે. કારણ કે આજના પત્રમાં તું લખે છે કે "હું આ શનિવારે "મેલ"માં વિલાયત "બેરિસ્ટર"ના વધુ અભ્યાસાર્થે ઉપડી જનાર છું." તે જાણી મ્હને ઘણો જ આનંદ થયો છે; હું ગુરૂવારે મુંબાઇ આવીશ. રૂબરૂ મળવાનો છું તે છતાં મ્હારો આ લખેલો

"લેક્ચર" સમાન પત્ર-જોઇ તું અર્થ પામીશ; પરંતુ મ્હારે મિત્ર પ્રત્યેની ફરજ અદા કરવી જોઇએ, એ જ ફરજના હકે આ લખવાની હિમ્મત ધરી છે. ત્હારા વિચારને હું અનુમોદન આપું છું, પરંતુ મ્હારી નીચે લખેલી સલાહ પ્રમાણે વર્તવાને હું ત્હને ખાસ ભાર મૂકીને આગ્રહ કરૂંછું. ...

"સ્કુલ," "કૉલેજ," "લિટરેચર સર્કલ," "સ્ટુડન્ટ્સ બ્રધરહુડ," "હિન્દ સેવકસમાજ," "નીતિ પ્રવર્ત્તક મંડળ," "ગુર્જર સભા," "બન્ધુ સમાજ" વગેરે. "મૉડર્ન રીફૉર્મ ઇન્સ્ટિટયુશનો" માં તો ત્હારા વિચારો તેમજ "જીમખાના"માં અને "ઍક બે" પરની-તેમ જ આપણી બેઠકો દરમિયાન થયેલી વાતો, વિચારોની આપ લે અને આપણે કરેલી પ્રતિજ્ઞાઓ તું ભૂલીશ નહી એવી મ્હારી ખાત્રી છે. મ્હારે ત્હને કહેવાનું તેમ જ લખવાનું તો ઘણું જ છે, પરંતુ વિશેષ ત્હને કંટાળો ન આપતાં ટુંકામાં જ પતાવું છું. તે જરૂર ત્હારી **વિલાયતની મુસાફરી** દરમિયાન તું વારંવાર મનન કરજે, અને આ ત્હારી **જન્મભૂમિમાં** પાછો ફરવા આકર્ષાજે. મ્હારે ત્હને આ સ્થાને યાદ કરાવવું જોઇએ કેઃ—

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

**નીતિશાસ્ત્ર.**

ત્યાંની કહેવાતી રૂપવતી, લાવણ્યમયી-સુકુમાર ગૌરવર્ણી, સુહાસ્યવદની તેમજ મનોરંજક કન્યાઓ અને ઠાઠમાઠ, ડૉળડમાક, ચેનચાળા, ટાપટીપ, ભપકો, અને કૃત્રિમ સૌંદર્યપર મોહિત થતો નહીં; ત્હારા **અત્યાર સુધીના બ્રહ્મચર્ય અને પચીશ વર્ષ પછી જ ત્હારી પરણવાની પ્રતિજ્ઞા અત્રે ત્હારી જન્મભૂમિમાંજ આવીને છોડજે, અને સ્વજ્ઞાતિનીજ સુશિક્ષિત બાળા સાથે પાણિગ્રહણ કરજે.**

લક્ષ્મી, મ્હોટા અધિકાર અને આંખને આંજી નાંખે એવી કૃત્રિમ ટાપટીપથી લલચાતો નહીં; તેમના પંજામાં સપડાઇને **સ્વદેશ-પ્રીતિને, માબાપ, કુટુંબ-જ્ઞાતિજનો-સુહૃદ-મંડળને** ભૂલતો નહી-પરિત્યાગ કરતો નહી.

ત્હારા ત્યાંના-અભિનવ અને સદા આનંદમય પ્રદેશના વસવાટ પછી આ તરફ આવવું જરા કઠિન પડશે; કારણકે, કયાં ઉન્નતિને શિખરે પ્હોંચેલા યુરોપ અમેરિકાદિ મહાન્ પાશ્ચિમાત્ય દેશો, અને કયાં આપણો સાંપ્રત ગરીબ-અજ્ઞાન-અવનત દશાને પામેલો **હિંદુસ્થાન-દેશ!** પરંતુ, સ્મરણમાં

રાખવાનું છે કે, ભૂતકાળમાં આજ ભારત ભૂમિનો સૂર્ય સંપૂર્ણ કળાથી –જ્વલંત તેજથી પ્રકાશીત હતો; અને આજ દૈવીભૂમિમાં સ્વર્ગમાં વિરાજીત એવા દેવો પણ જન્મ લેવા માટે અહોભાગ્ય માનતા.

માતપિતા પોતાના પુત્રોને પરદેશ વિચરવાની પ્રેમથી આશિષ સાથે રજા આપે છે તે એવી આશાથી કે આપણા પુત્રો સુધરેલા દેશની-ઉંચી કેળવણી લઇ આપણા દેશની-પૂર્વજોની કીર્તિને વિશેષ ઉજ્વલ કરશે; અને પોતાના કુળનું નામ દીપાવશે; પરંતુ અફસોસ! આજે કેટલા વૃદ્ધ માતપિતાઓની આશા નષ્ટ થયેલી છે; "પરમપુજ્ય...શિરછત્ર...માતપિતા તેમજ જન્મભૂમિને કૃતઘ્નિ થવું એ મહાપાપ છે; આજે કેટલા વૃદ્ધ પિતાઓ પોતાના પરદેશ રહેલા પુત્રોને સંભારીને અશ્રુ સારે છે. આવી રીતે આપણા યુવકો વડીલોનાં હૃદય દગ્ધ કરી તેમની આશાઓ નષ્ટ કરશે, તો કયો પિતા પોતાના પુત્રને કેળવણી અથવા દ્રવ્યોપાર્જનાર્થે વિદેશમાં વિચરવા દેશે? અરે વિચાર સરખો પણ કરશે!

આપણે વિદ્યાપ્રાપ્ત્યર્થે યાતો ઉદરનિર્વાહને માટે જ્યાં જઇએ છીએ તે કાંઈ સ્વદેશ નથી

ઉપરોક્ત દાખલા જોતાં આપણા લોકો આગળ વધી શકશે નહી; અને જે આપણે હાલ ઉચ્ચ શિખરે ચ્હડવા અભિલાષા ધરાવીએ છીએ તે નષ્ટ થશે; આપણા કેટલા મિત્રોએ ( ખરી રીતે-શત્રુઓરૂપી નીવડેલાઓએ ) એવો હૃદય વિદારક અનુભવ કરાવેલો છે કે જેથી વજ્રહૃદયી મનુષ્યનું અંતઃકરણ પણ દ્રવે.

તું અપરિણીત જીંદગી ગુજારવાની ખોટી હઠ-જીદ લઇને પાછો ના ફરતો; જે યુવકો હાલ પરણવું નથી એમ કહે છે તેઓ જ્યારે ઘરડા થશે ત્યારે જરૂર પસ્તાશે અને નક્કી ઇચ્છશે કે તેઓ જો યુવાન વયમાં પરણ્યા હોત તો સારૂં; હાલ તો તેમને "કૌમાર-જીવન" ઘણું જ મઝાનું લાગે છે; પરંતુ તેમને જાતિ અનુભવથી સમજાશે કે નહીં પરણવામાં તેઓએ દુનિયાનું સર્વોત્તમ સુખ ગુમાવ્યું છે.

જે યુવકો પરદેશમાં જઈ પોતાના દેશનું ભાન ભૂલી જઇ અમેરિકન અને યુરોપીય-કન્યાઓ સાથે લગ્નશૃંખ્લાથી જોડાયાં છે તેમને અમેરિકા અને યુરોપ જાયુને માટે સેવવાં પડયાં છે. ખરૂં છે કેઃ—

" अपन्थानं तु गच्छन्तं सोदरोऽपि विमुञ्चति । "

અવળે રસ્તે ચાલનારાઓને તેનાં ભ્હાલાં પણ ત્યજે છે.

પરદેશ જવા નિકળતાં પ્હેલાં લીધેલી પ્રતિજ્ઞાઓ અને માબાપ, કુટુંબ-કબીલો મિત્ર અને આપ્તવર્ગ સાથેનો સંબંધ તેઓ ત્યાં જઇને ઉપરોકત મોહમાં વિસારી દઇ-સપડાઈ જાય છે, અને જન્મોજન્મના સંબંધ પર પાણી ફેરવે છે; ભલભલા, વિદ્વાન અને નીતિનિપુણ યુવકો ત્યાં જઇને જુદા વાતાવરણમાં ફરતા માલુમ પડે છે; તું ત્હારા માતપિતા, ભાઇભાંડુની ખાતર અને મ્હારા જેવા મિત્રની ખાતર સ્વજન્મભૂમિપર પરદેશ જતાં લીધેલી આ પ્રતિજ્ઞા, એકવચની થઇને પાળજે.

દેશાટણ કરીને, મહાન્ દેશો કેવી રીતે ઉન્નતિને પ્રાપ્ત કરી શક્યા-તેમનાં સાધનભૂત આદર્શોનું બારીક નિરીક્ષણ કરી, આપણી આબાદાની કેમ થાય, આપણો ઉદય કેમ થાય, સારી સ્થિતિએ કેમ પ્હોંચાય, એ બધો બારીક વિચાર કરવો જોઇએ.

આપણા યુવકો ત્યાં જવાનો મૂળ ઉદ્દેશ ભૂલી જાય છે; ઉચ્છૃંખલ યુવકોનું ત્યાંનું અધમ ચરિત્ર જનસમાજપર જલ્દી ભયંકર પરિણામ ઉપજાવનારી છાપ પાડે છે.

"**નીતિશાસ્ત્ર**" ની દૃષ્ટિથી જોતાં જે કાંઇ થાય છે તે યોગ્ય જ છે-દરેક વ્યકિત, કર્મના ફળ ભોગવે છે; જે મનુષ્ય પોતાનો ધર્મ-ફરજ શું છે તેનો કાંઈ પણ વિચાર કરતો નથી અને આખી કોમને એબ લગાડે એવાં નિર્લજ્જ કામો કરે છે તેવા કુલાંગાર પુત્રોને-પાષાણહૃદયી-મૂર્ખ-શિરોમણીઓને માતૃ-પિતૃદ્રોહી હત્યારાઓને કદી સુખ પ્રાપ્ત થવાનું નથી. સારાં કર્મોનું સારૂં ફળ મળે છે અને દુષ્કૃત્યોનું નરતું ફળ મળે છે; દુરાચરણનું પરિણામ પડતી છે. "**ધર્મે જય પાપે ક્ષય.**" તું અવિવાહીત છે તેથી, આપણી "**સભા**" માં તે દિવસે મિસ રમાબાઇએ આપેલા "**આર્ય બાળાઓનું શ્રેષ્ઠત્વ અને મહત્વપણું**" ના ભાષણમાં કરેલાં આર્ય બાળાઓનાં નિષ્કલંક પ્રેમ-સાદી સદ્ગુણી રીતભાત, સ્વાભાવિક સૌંદર્ય આદિ ભૂષણપ્રદ સદ્ગુણોનાં કરેલાં યોગ્ય વખાણનું અને વિવેચનની પુનરાવૃત્તિ ન કરતાં ફકત યાદ કરાવું છું. ભારતખંડના ઇતિહાસમાં ક્ષત્રિયોના સદ્ગુણો સુવર્ણાક્ષરે મુદ્રિત થઇ રહ્યા છે, સદ્ગુણમાં જ આપણો ઉદય, નિભાવ, ટકાવ, અને વિજય છે. **ગીતામાં** કહ્યું છે. કેઃ—

"स्वधर्मे निधनं श्रेयः । परधर्मे भयावहः ॥

દેશ પ્રત્યેની-કોમ પ્રત્યેની-પ્રજા પ્રત્યેની-આપણી ફરજો-આપણે અદા કરવાની છે. પરદેશગમન કરી, સાધન સંપત્તિહીન-અવનતિએ પહોંચેલા આપણા ગરીબ બંધુઓ પ્રત્યે સ્નેહભાવ દર્શાવી તેમનો ઉદ્ધાર કરવાનો છે. આપણો કેળવાયેલો વર્ગ, સદ્ગુણો અને ઉપરોક્ત ફરજો ના સમજે એ કેટલું લજ્જાસ્પદ છે! આપણા પૂર્વના ક્ષત્રિઓ ફરજની ખાતર પોતાના પવિત્ર લોહીની અંજલીઓ આપતા, અને સ્વશિરોરૂપી શ્રીફળો રણયજ્ઞમાં હોમતાં—પ્રાણાર્પણ કરતાં હતાં. પરંતુ વખત ત્હારી ગતિ ન્યારી છે; આજે અન્યથા જ સ્થિતિ ભાસે છે. તું સ્વતંત્રતાનાં ધાત્રી આંગ્લ ભૂમિમાં વિચરશે પરંતુ ત્યાં જઇ આવી ઊંચી કેળવણી લઇ ત્યાંના સદ્ગુણોનું અનુકરણ કરી, કલમ-શમશેરથી સાહિત્ય રણસંગ્રામમાં ઘૂમી, અંધકાર-અજ્ઞાન-વ્હેમ, કોમમાં પેસેલા "વરવિક્રય" આદિ રિપુઓને સંહાર કરવાના છે, અને કોમીગૌરવ-ક્ષત્રિય રકતની સત્યતા બતાવવાની છે. માંસાદિ, અભક્ષ્યાભક્ષ્ય પ્રત્યે ત્હારો તિરસ્કાર છે તે કાયમ રાખજે; કારણ કે પોતાના દેશમાં ઠંડા પ્રદેશમાં રહી પાશ્ચિમાત્યોમાંના ઘણાઓ આપણી માફક વનસ્પતિ આહારપર રહે છે. ત્હારે વિદેશ વેઠી-સંપૂર્ણ અનુભવ લઇ અહીં આવી સારા, ગૃહસ્થ-શાહેરી, અને હિંદી તરીકેની ત્હારી ફરજ બજાવવાની છે. છેવટમાં અત્રે પાછા ફરી, વીસમી સદીના ત્વરિત પ્રગતિના યુગમાં આપણા લોકોના ઉદયને અર્થે ત્હારે સતત પ્રયાસ કરવાનો છે અને પાશ્ચિમાત્ય દેશોના સાંસારિક, ધાર્મિક, ઐાદ્યોગિક સવાલોનો અભ્યાસ કરી આપણા દેશમાં એ ત્હારા જ્ઞાનથી ઉત્તમ લાભ બજાવવાનો છે. જગન્નિયંતા મ્હારી તે અભિલાષાઓ સફળ કરો! અસ્તુ.

પ્રભુ મ્હારા વિહારીને સર્વ ઉપરોક્ત અમલમાં લાવવાનું સામર્થ્ય અર્પે એવું ઇચ્છતો અને શિરોલિખિત સ્વામી વિવિકાનન્દના ઉપદેશને પુનઃ યાદ કરાવતો,

ત્હારો સ્નેહાવલમ્બી,
સુધાકર.

---

## મેલેરીઆ માટે સાવચેતીના ઉપાયો.

૧. મચ્છરોની પેદાશ ઓછી થાય તે માટે પાણીનો જમાવ થવા ન દેવો.
૨. મચ્છરો આપણને કરડે નહીં તે માટે સાવચેત રહેવું.
૩. જ્યારે તાવનો વાવર હોય ત્યારે ક્વિનાઇન પીવું.
૪. જ્યાં પાણી એકઠું થયેલું હોય ત્યાં કેરોસીન તેલ અથવા ફીનાઇલ રેડવું.

# વિમુ અને કનુ.*

( ચી. રવિપ્રસાદ હરિપ્રસાદ. )

એક દહાડો વિમુને ઘેર કનુ આવ્યો. કનુની આંખમાં આંસુ જોઇ

વિમુઃ—ભાઇ! તું કેમ રૂવે છે?

કનુઃ—મને મારી બાએ માર્યો તેથી.

વિમુઃ—શા માટે? તેં કંઇ કર્યું'તું?

કનુઃ—મેં એક છોકરાને માર્યો તેથી તેની બા મને લડવા આવી.

વિમુઃ—તેં છોકરાને શું કરવા માર્યો?

કનુઃ—તેણે મને પાણી છાંટ્યું તેથી મારાં બધાં કપડાં બગડ્યાં તેટલા માટે મેં ફટકાર્યો, એમાં મારો કાંઈ વાંક?

વિમુઃ—કનુ, તું લડવાડીઓ છે. કારણ કે તું જેની તેની સાથે શેરીમાં લડે છે અને મારામારી કરે છે.

વિમુનું બોલવું સાંભળી કનુ રીસાઇ ચાલતો થયો એટલામાં વિમુએ બુમ પાડીઃ-મ્હોટી બ્હેનને મળીને ચ્હા પીને જા.

ચ્હા પીતાં પીતાં વિમુએ કહ્યું:—આપણને કોઇ મારે તો આપણને કેવું લાગે. તેવું બીજાને ન લાગે? જે છોકરાએ પાણી છાંટ્યું તે તેણે જાણી જોઈને છાંટ્યું'તું તેની તપાસ તેં કરી? (કનુએ કંઇ જવાબ ન આપ્યો) હમેશાં બે હાથ વિના તાળી ન પડે. આપણા વાંક વિના કોઇ મારે નહિ. તેં તે છોકરાને માર્યો તેથી માસીએ (તારી બાએ) તને માર્યો. માટે વિચાર કરીને કામ કરીએ કે જેથી કોઇ આપણને ઠપકો ન આપે. તે છોકરાએ તને પાણી છાંટ્યું તે પહેલાં તારો કાંઇ વાંક જ નહોતો, તે કહે.

કનુ ઉમરે વિમુ કરતાં મ્હોટો હતો તેથી શરમાઈ ગયો અને ઘેર જતાં મન સાથે વિચાર કર્યો કે વિમુ મ્હારા કરતાં ન્હાનો છે છતાં કેટલો વિવેકી અને શાંત છે. હું શું તેના જેવો ન થઇ શકું?

ફરી કનુ કોઇ સાથે લડયો હોય તેમ સાંભળ્યું નથી.

---

* બાળ વાર્તા. આ એક દશ વર્ષના છોકરાએ લખી છે.

# ઇનામનો મેળાવડો.

સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના છોકરા તથા છોકરીઓની તા. ૨૮ મી મે ૧૯૧૬ ની રાત્રે ધર્મનીતિના વિષયોની જે પરીક્ષા થઇ હતી તેમાં ફતેહમંદ થયેલા તેમજ અત્રેની ગુજરાતી તથા અંગ્રેજી સ્કુલોમાં ભણતા તેમ મેટ્રીક-પ્રિવિયસ પરીક્ષા પસાર થયેલા વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો તા. ૪ થી જુન ૧૯૧૬ ને રવિવારે સાંજના પાા કલાકે જ્ઞાતિની વાડીના મકાનમાં થયો હતો. તે વખતે જ્ઞાતિના ઘણા સભ્યો તથા સન્નારીઓ-છોકરા તથા છોકરીઓએ હાજરી આપી હતી. બીજી જ્ઞાતિના પણ કેટલાક સદ્ગૃહસ્થો પધાર્યા હતા.

પ્રથમ કાર્યક્રમના આરંભે ઇનામ કમિટીના સેક્રેટરી તરીકે કામ કરનાર રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોરે ઉઠીને વિનંતિ કરી કે આજના મેળાવડામાં પ્રથમ કામ જે આપણે કરવાનું છે, તે પ્રમુખની ચુંટણીનું છે, માટે આપણી જ્ઞાતિમાંથી કોઇને પ્રમુખ તરીકે નિમવા આપને યોગ્ય લાગે તેનું નામ સુચવીને દરખાસ્ત મુકશો.

રા. છગનલાલ માણેકલાલ વકીલે દરખાસ્ત કરી કે આજનું પ્રમુખસ્થાન રા. રા. મધવચરામ બલવચરામજીને આપવું. આ વિચારને રા. છોટાલાલ નરસીંગરાયે ટેકો આપ્યો. રા. રા. મધવચરામજીએ ઉઠીને જાહેર કર્યું કે આ મેળાવડો સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનો છે, અને આજનો પ્રસંગ એવો છે કે જે પ્રસંગે એ જ કોમના સદ્ગૃહસ્થની નીમણુક થવી જોઇએ, અને તેટલા માટે હું આપ સર્વેની માફી માગી લઉં છું કે—આજે મ્હને ક્ષમા કરશો. ઘણાઓ તો તેમને જ પ્રમુખપદ આપો-તેવા અવાજ નીકળ્યા અને જ્યારે આટલો બધો આગ્રહ થયો ત્યારે રા. રા. મધવચરામે પ્રમુખપદ ઉપર આવીને પોતાને આ માન આપવા માટે સર્વનો આભાર માન્યો.

રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોરે રીપોર્ટ નીચે મુજબ વાંચી બતાવ્યોઃ—

આ ઇનામ ફંડની રકમમાં રૂ ૧૦૦૦)નું વ્યાજ રા. રા. દેસાઇ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદજી તરફથી રૂ. ૩૫ તથા રાજા રૂપલાલજી હીરાનલાલજી તરફથી રૂ. ૨૦ તથા સ્પેશ્યલ ઇનામ માટે પરચુરણ ઉઘરાણાથી રૂ. ૪૭ (રકમની ચોપડીમાં બતાવ્યા પ્રમાણે) તથા સુરત પંચની કેળવણી ફંડની રકમમાંથી બાળકીઓ માટે બં. સ્વ. રૂક્ષ્મા બ્હેનના માનાર્થે રૂ. ૧૪ મળી રૂ. ૧૧૬ થાય છે.

રા. રા. દેસાઈ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદની રૂ. ૧૦૦૦ ની રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ટ્રસ્ટમાં મૂકવામાં આવી છે અને હવેથી એનું વ્યાજ તે સોસાયટી તરફથી મળતું રહેશે.

ઇનામ ફંડની તથા પરીક્ષાની વ્યવસ્થા થવા માટે પંચ તરફથી કમિટી નીમાયલી છે. તેમના તરફથી રૂલો ઘડાઇ તથા ધોરણો બાંધવામાં આવ્યા છે. સુરત જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી એ ધોરણો વિષે તેમનો અભિપ્રાય મેળવવામાં આવ્યો છે તેમ રૂલો ઉપર પણ કમિટીના ગૃહસ્થો તથા રા. રા હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદજી તથા રાજા રૂપલાલજીના અભિપ્રાય મેળવવામાં આવ્યા હતા.

ઇનામના રૂલો તથા ધોરણો છપાવીને ડીસેમ્બરમાં સુરત જ્ઞાતિના દરેક ગૃહસ્થોને ઘેર તથા જ્ઞાતિ ત્રિમાસિકદ્વારા વ્હેંચવામાં આવ્યાં હતાં. તેમ એ રૂલ તથા ધોરણના કાગળ દેસાઇજી હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદજી, રાજા રૂપલાલજી, એ. મી ચિમનલાલ હરિલાલજી તથા રા છગનલાલ નરસીંહલાલ કાનુગાને મોકલવામાં આવ્યાં હતાં.

પરીક્ષાના ધોરણો છપાવ્યા પછી છ મહીને આ પરીક્ષા રા. માણેકલાલ પ્રાણશંકરરાયજીના મકાનમાં લેવામાં આવી હતી તેના પરીક્ષકો:—

૧ રા. રા. મધવચરામ બલવચરામ હોરા, ૨ રા. રા. ગણપતરામ અનુપમરામ ત્રવાડી, ૩ રા. રા. મોરારજી વલ્લભભાઇ અને ૪ ગં. સ્વ. કૃષ્ણા બ્હેનની રૂબરૂ તા. ૨૮ મી મે ૧૯૧૬ ને રોજે લેવામાં આવી હતી. જ્ઞાતિના સર્વ સ્ત્રીપુરૂષોને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં જેઓને અનુકૂળતા હતી તેઓ હાજર થયા હતા. ભરૂચ, અમદાવાદ તથા હૈદ્રાબાદથી ( રા. રા. રૂપલાલજી ) જેઓ સુરતમાં આવી પહોંચ્યા હતા તેઓ પણ આ સમયે પધાર્યા હતા. પરીક્ષા લેવાયા પછી કોને કેટલું ઇનામ આપવું તે રકમો પરીક્ષકો તરફથી તે જ સ્થળે જાહેર થઈ હતી.

સદહું ઇનામ ફંડની રકમ રૂ. ૧૧૬ માંથી સામાન્ય ઇનામમાં રૂ. ૬૧–૮ આના તથા સ્પેશ્યલ ઇનામ બદલ રૂ. ૪૧ મળી રૂ. ૧૦૨–૮ આનાની રકમ નક્કી કરવામાં આવી હતી; અને તે ૨૦ છોકરા અને પાંચ છોકરીઓને આજે વ્હેંચી આપવાની છે.

ઉપર પ્રમાણેની ચાલતી વ્યવસ્થાથી કોઇક બાળક અગર કોઇ આપણી જ્ઞાતિનો ગૃહસ્થ નારાજ થતા હોય અથવા આ કાર્યમાં મ્હારી ભૂલચૂક જણાતી

હોય તો તેમાં સુધારો કરી અથવા જ્ઞાતિના બે ત્રણ ગૃહસ્થો એક વિચાર થઇ આ ચાલતી વ્યવસ્થાને ધરેલી રૂલ તથા ઠરાવ અન્વયે વ્યવસ્થા કરવા તૈયાર થઇ મ્હને એ કાર્યથી છૂટો કરશે તો હું તેમનો મોટો ઉપકાર માનીશ.

પ્રમુખે પોતાના હાથે યાદી પ્રમાણેના ઇનામો વ્હેંચ્યાં હતાં. ત્યાર પછી પ્રમુખે જાહેર કર્યું કે આજના મેળાવડામાં કોઈપણ સદ્ગૃહસ્થ અથવા સન્નારીને કાંઇપણ વિવેચન કરવું હશે તો તે કરવાને તેઓ કૃપા કરશે.

રા. રતિલાલ માધવરામ તરફથી ટુંક વિવેચન થયા પછી છેવટે પ્રમુખે પોતાનું ભાષણ નીચે પ્રમાણેનું કર્યું હતું.

## રા. રા. મધવચરામ બળવચરામ હોરાનું ભાષણ.

સદ્ગૃહસ્થો, સન્નારીઓ અને મ્હારા બાળ મિત્રો! આજનું કાર્ય પરિપૂર્ણ થવા આવ્યું છે. આજના કાર્યના રંગમાં કાંઇક ભંગ થશે એવાં કાંઇક ચિહ્ન માલુમ પડયાં હતાં પણ ઇશ્વર કૃપાથી આજનું કાર્ય શાંતિથી પરિપૂર્ણ થવા પામ્યું છે એને માટે હું આપ સર્વ કોઇને ધન્યવાદ આપું છું. જે છોકરા અને છોકરીઓ ઇનામ મેળવવા ભાગ્યશાળી થયા છે તેઓના આનંદ અને ઉત્સાહમાં આપણે ભાગ લઇ વૃદ્ધિ કરી છે. તેમનું મન જરા પણ કચવાય એવો કોઇપણ બનાવ બન્યો નથી એ ખરેખર ખુશી થવા જેવું છે.

કેટલાંક બાળકો તરફથી "નમીને કરીએ પ્રણામ-વડીલો તમને નમીને કરીએ પ્રણામ" અને "આજ હમારો ઉમંગ નહીં માતો" એ જે ગાયન ગાયાં છે તેમાં તેમણે આપણને જે કાંઇ વિનંતિ કરી છે તે આપે સ્વીકારીને તેમના ઉમંગમાં ભંગ નથી કીધો એ આપનું મ્હોટું મન દર્શાવે છે.

આ સંસ્થા જે કાર્ય કરી રહી છે તે કેટલું બધું અગત્યનું છે તે વિસ્તારપૂર્વક આ સુજ્ઞ મંડળ સમક્ષ કહેવાની જરૂર નથી. આપણી ભારત ભૂમિનું ભવિષ્ય કેવું કરવું એ તેમાં નિવાસ કરનારી પ્રજાના હાથમાં છે. સમય દીનપરદીન બદલાતો જાય છે, અને વિચારોમાં ન્હાના પ્રકારના ફેરફારો થવા લાગ્યા છે. ભવિષ્યનો આધાર પાકી વયના માણસો ઉપર રહેલો નથી પરંતુ આ જે ઉગતાં બાળકો છે તેઓના ઉપર રહેલો છે તેથી એ ઉગતી પ્રજાના તન તથા મનની કેળવણી ઉપર જેટલું બને તેટલું લક્ષ આપવું એ આપણું કર્તવ્ય છે. હાલમાં નિશાળોમાં જે કેળવણી આપવામાં આવે છે તે કેળવણીને હું પોતે ખરી કેળવણી સમજતો નથી. જે રીતની પદ્ધતિ નિશાળોમાં ચાલુ છે તે એવી છે કે ગોખી ગોખીને ઘણી બાબતો મ્હોંડે કરાવવી અને

પરીક્ષા વખતે વિદ્યાર્થિઓ તે બોલી જાય છે અને પરીક્ષા થઇ રહ્યા પછી તે ભૂલી જાય છે-માત્ર પરીક્ષામાં પાસ થાય એ જ હેતુથી હાલનું શિક્ષણ ચાલી રહ્યું છે; આ બધી કેળવણી નથી. ખરી કેળવણી તો મનને પ્રફુલીત કરવાની છે; એટલે દરેક વિદ્યાર્થી જેને કાંઇ છુપી મનની શકિતઓ રહેલી છે તે શકિતઓને જાગૃત કરીને અંતરમાંથી બહાર પ્રકટ પાડવાની છે. આ કામ આ પ્રમાણે કરવું ઘણું કઠણ છે. પહેલાંના ગુરૂઓને ત્યાં જે શિક્ષણ અપાતું હતું ત્યાં આપણા મનની ખીલવણી થતી હતી; પરંતુ સમય જતાં તે પદ્ધતિ બદલાઈ ગઇ છે. જ્યાં સેંકડો છોકરાઓ ભેગા થઇ કેળવણી એક સ્થળે લે છે ત્યાં એમ વધારે ચાલુ રહે એમ બનવા જોગ નથી. તેની સાથે આપણી નિશાળોમાં ધર્મ તથા નીતિનું જે શિક્ષણ આપવું આવશ્યક છે તે આપવામાં આવતું નથી અને તેનું કારણ ખુલ્લું છે. નામદાર ઇંગ્રેજ સરકાર કોઈપણ ધર્મમાં ઉદાર દીલથી વચમાં પડતા નથી અને તેમના આશ્રય નીચે ચાલતી સ્કુલોમાં જુદી જુદી જાત અને ધર્મવાળા કેળવણી લે છે ત્યાં અમુક ધર્મનું શિક્ષણ આપવું બની શકેજ નહીં. ત્યારે આ ખામીઓ પુરવાને માટે જે સંસ્થાના આશ્રયે આજનો મેળાવડો છે તેવી સંસ્થાઓની જરૂર છે. એથી કરીને આ ઉગતી પ્રજાને પોતાનું કર્તવ્ય શિખવવાને માટે શકિતવાન થઇએ છીએ. દરેક માણસે પોતાની પ્રત્યે પોતાનો ધર્મ શું છે તે જાણવું જોઇએ એટલુંજ નહીં પણ પોતાની આસપાસના પ્રત્યે, પોતાના જ્ઞાતિલા પ્રત્યે, પોતાના શહેર પ્રત્યે, પોતાના દેશ પ્રત્યે તેમ પોતાના રાજ પ્રત્યે પોતાનો શો ધર્મ છે એ તેણે જાણવું જરૂરનું છે. એ જ્યારે તે જાણે ત્યારેજ તે ધર્મ પ્રમાણે વર્તતો સારો ઉચ્ચ પ્રતિનો અને રાજ્ય ભકત નાગરિક ( Good & loyal citizen ) થઇ શકે છે. તેનું ઉંચું ચારિત્ર ત્યારેજ બંધાય છે. એવા ઉંચા ચારિત્રવાળા જ્યારે ઘણા થાય છે ત્યારે દેશનું કલ્યાણ સારી રીતે થઈ શકે છે. માટે આપણને જો આપણા દેશનું સાચું અભિમાન હોય તો આપણે આવી સંસ્થાને ઉત્તેજન આપવા માટે તન, મન અને ધનથી બનતી મદદ કરવી જોઇએ. દાખલા તરીકે આવી સંસ્થા જો કોઈપણ કારણથી માંદેમાંદેના કલેશથી પડી ભાંગી તો એક મોટા કામમાં આપણે નિષ્ફળ થયા એમ આપણે

જાણવું જોઇએ. કાર્ય જો એકવાર બંધ પડે છે તો તેને મળતી સઘળી મદદો જતી રહે છે, અને ફરીથી તે ઉભું કરવાનું કામ ઘણું કઠિન થઇ પડે છે; જે ઉદાર વૃત્તિનો પ્રવાહ આવા કાર્ય તરફ હતો તે પ્રવાહ બીજે માર્ગે વળી ગયા પછી તેને ત્યાંથી ચાલતો બંધ કરીને પાછો આ મૂળ માર્ગ તરફ વાળવો એ કામ અશક્ય છે; માટે મ્હારી એટલી જ વિનંતિ છે કે આ કાર્ય વિષે ક્ષત્રિય જ્ઞાતિમાં કાંઇ પણ જો મતભેદ હોય તો તે ઉપર લક્ષ નહી રાખતાં આ કાર્ય જારી રાખવાને અને વધારવાને માટે જ આપ સૌ કોઇ યોગ્યતાથી બનતો પ્રયત્ન કરશો.

આજે આપ સર્વને ભેગા મળેલા જોઇને ખરેખર મ્હને ઘણો જ આનંદ થાય છે; જે દિવસે પરીક્ષા લેવામાં આવી તે દિવસે આપણામાંના કેટલાક રોકાઇ ગયલા; પરંતુ ઘણા સદ્‌ગૃહસ્થોની રૂબરૂ એ પરીક્ષા લેવામાં આવી હતી. એ પરીક્ષા લેવામાં હું તથા રા રા ગણપતરામ અનુપરામ ત્રવાડી તથા રા. રા. મોરારજી વલ્લભભાઈ હતા, તે સાથે ગં. સ્વ. બાઇ કૃષ્ણા પણ હતાં; એ બ્હેન લોકહિતકાર્યમાં ઉત્સાહથી હમેશાં ભાગ લે છે. એમનો દાખલો અત્રે પધારેલાં સન્નારીઓએ લેવાનો છે. જ્યારે સ્ત્રી તથા પુરૂષ સાથે રહી કાર્ય કરે છે, ત્યારે તે કાર્ય સારૂં ફળદાઇ થયા વિના રહેતું જ નથી. આપનો સમય મ્હેં ઘણો રોકયો છે, તેથી વધારે વિવેચન નહી કરતાં હું એટલી જ આશા રાખું છું કે આ વર્ષે જે વિદ્યાર્થીઓ ફત્તેહમંદ થવાને ભાગ્યશાળી નિવડયા છે, તેઓ આવતે વર્ષે વધારે આગળ વધશે, અને આ વર્ષે જેટલા થયા છે, તેના કરતાં વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓને જોઇને આપણને વધારે સંતોષ મળવાનો પ્રસંગ આવે. આવા કાર્યને પરમ કૃપાળુ પરમેશ્વર કૃપાદ્રષ્ટિથી જોઇને તેની વૃદ્ધિ કરે એ જ મ્હારી છેવટની પ્રાર્થના છે. સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓ! આપે આજે મ્હને પ્રમુખસ્થાન આપ્યું છે, તેને માટે ફરી હું આપનો આભાર માનું છું, અને આજનો મેળાવડો સારી રીતે પોતાનું કામ કરીને આનંદ અને ઉત્સાહમાં વિસર્જન થાય છે તેને માટે આપ સર્વને ધન્યવાદ આપું છું.

---

# પ્રાસંગિક નોંધ.

—:૦:—

**ચોંકાવનારા આંકડા.**

વસ્તિપત્રકથી ઘણી જ વિગતોથી આપણે માહિતગાર થઇએ છીએ. દરેક નાતમાં વખતોવખત વસ્તિપત્રક થવાં જોઇએ. આપણી નાતમાં પણ આઠેક વર્ષ ઉપર વસ્તિપત્રક થયું હતું, અને તેની તારવણીના લેખ લખાયા હતા. આવતા વર્ષમાં પાછું વસ્તિપત્રકનું કામ ફરીથી હાથ ધરવું જોઇએ. ગયા વસ્તિપત્રકમાં આવક સંબંધી આંકડા ઘણા જ ચોંકાવનારા છે આપણી નાતમાં બધાં મળી (હૈદ્રાબાદ શિવાય) ૩૩૨ કુટુંબો છે. આમાંથી બાર મહિને રૂ. ૨૫૦ ની અંદરની આવકવાળા ૬૪ કુટુંબો છે, એટલે દર પાંચ કુટુંબમાંથી એક કુટુંબની આવક મહિને રૂ. વીસ અને તેથી પણ ઓછી છે. આપણી નાતમાં દર કુટુંબમાં સરેરાશ માણસો પાંચ આવે છે. ત્યારે વિચાર કરો કે આટલી થોડી આવકમાંથી આ ૬૪ કુટુંબો પોતાનું પુરૂં શી રીતે કરતાં હશે? તથા છોકરા છોકરીઓને ભણાવતાં શી રીતે હશે? મોંઘવારીના આ વખતમાં તેમની સ્થિતિ ઘણીજ દુઃખી થતી હશે. તેમાંયે વળી વરવિક્રયના રીવાજનો અનુભવ થવા વારો આવે તો તો તે ખરા શ્રાપ સમાનજ તેમને લાગે તેમાં નવાઇ નથી. ત્યાર બાદ ૨૧૮ કુટુંબોની આવક વર્ષે રૂ. ૨૫૦ થી વધારે છે અને ૨૫૦૦ થી ઓછી છે. આ કુટુંબો વચલા વર્ગના કહેવાય. તેઓ આબરૂભેર રહીને પુત્રપુત્રીઓને કેળવણી આપી શકે ખરાં. રૂ. ૨૫૦૦ થી વધારે વાર્ષિક આવકવાળા તો ફક્ત પચાસજ કુટુંબો છે, અને પૈસાદાર પણ તેટલાજ કહેવાય.

**ઉપાય શો?**

આ સ્થિતિમાંથી ઉદ્ભવતી અડચણો દૂર કરવા શા ઉપાય લઇ શકાય તે કાંઇ એક નોંધમાંજ ચર્ચી શકાય નહી. પરંતુ ગમે તેવી સ્થિતિ હોય તોપણ પૈસાને અભાવે એક પણ બાળક કે બાળકી પૂરેપૂરી કેળવણી લઇ ન શકે તેવું કદી બનવું જોઇએ નહિ. પૈસાદાર પચાસ કુટુંબોનું કર્તવ્ય છે કે તેમણે પેલા ૬૪ કુટુંબો તરફ હમેશ નજર રાખ્યા કરવી. વળી આપણી નાતમાં જે ફંડો છે તે બધાં તરફ વધારે લક્ષ આપીને સુવ્યવસ્થિત કરવાં જોઇએ, અને જુદા જુદા ગામનાં એકજ કામ માટેનાં ફંડો એકઠાં કરી તે વધારે ને વધારે મોટાં કરવા તરફ લક્ષ આપવું જોઇએ.

ઉપરની આપણી સ્થિતિ જોતાં, વધારાનાં, નકામાં અને લપકાનાં ખર્ચ ઓછાં કરી સાદાઇ તરફ વળવું તે દરેક જણની ફરજ છે.

**સાદાઇ.** વિલાયતમાં ચાલી રહેલા મહા વિગ્રહથી ત્યાંના મોજી લોકોની આંખો ઉઘડી છે અને દરેક ખર્ચમાં કાપકૂપ કેમ થાય, જુના થઇ ગયેલાં લુગડાં ધોઇને નવાં જેવાં શી રીતે કરાય, કેવી જાતના ખોરાકથી થોડે ખર્ચે વધારે પુષ્ટી મળે, વગેરે બાબતોથી હમણા ત્યાંના ચોપાનીઆં ભરપુર હોય છે રાજા તથા મુખ્ય પ્રધાને કરકસર કરવા માટે લોકોને કેટલીયેવાર સંદેશા મોકલ્યા છે અને હજીયે મોકલે છે. આ ઉપરથી આપણે પણ શિખામણ લેવી જોઇએ. આપણું જીવનયુદ્ધ તેમના યુદ્ધ જેટલુંજ જબરૂં છે. માટે સ્ત્રીઓ અને પુરૂષોએ પોતાના ધનનો સારામાં સારો ઉપયોગ કરવો તથા નકામા ખર્ચ કમી કરી સાદી રીતભાત, સાદો પહેરવેશ અને સાદી ટેવો રાખવી. તથા વરા વરઘોડાના ખર્ચ ઉપર પણ અંકુશ રાખવો.

આપણા લોકો ઘણું કરીને રળી રોટલો ખાનારા હોયછે. પૈસાદાર પચાસ કુટુંબો શિવાય બાકીનાં બધાં એવાંજ ગણી શકાય. આ

**અકસ્માત થાય તો?** સ્થિતિમાં જો કદાચ અકસ્માત થાય અને ન કરે નારાયણ ને કુટુંબના કમાતા પુરૂષનું મૃત્યુ થાય તો આખા કુટુંબની સ્થિતિ કેવી થાય તે વિચારવા જેવું છે. જુનો પલ્લાનો રીવાજ ઘસાવા માંડયો છે, અને ભૂંડાપાનો રીવાજ તો લગભગ જતો જ રહ્યો છે. માટે આ સંબંધી વિચાર ખાસ થવા જોઇએ. વિધવાઓ માટે પેન્શન ફંડની યોજના, સહાયકારક મંડળીની યોજના તથા વિમાની યોજનાઓ વિષે આપણે વિચાર કરવા જોઇએ. નાત તરફથી કાંઇ ખાસ યોજના થઇ નથી, ત્યાં સુધી દરેક જણ કમાતો થાય કે તેણે તરત જ વિમાનો વિચાર તો કરવો જ જોઇએ. બીજી બધી યોજનામાંથી કોઇપણ યોજના નાત ઉપાડી લે તો સારૂં. બધામાં સહેલામાં સહેલી ગોઠવણ તો એ છે કે કોઇ વિમા કંપની સાથે જ વ્યવસ્થા કરવી, અને નાતના કોઈ મંડળની મારફતે જે માણસ તે કંપનીમાં વિમો ઉતરાવે તેને તે મંડળ મારફત અપાતું બધું જ કમીશન પાછું અપાવડાવવું એવી યોજના કરવી. નાતના જ ભંડોળથી કંપની ઉભી થાય, અને બધું કામ સમાધાનીથી પાર પડે તેવી બહુ આશા રાખી શકાતી નથી. છતાંયે આ બાબતમાં માહિતગાર લોકો કાંઇક યોજનાઓ તૈયાર કરી, બહાર પાડશે તેવી આશા છે. આ સાથે એમ પણ વિનંતિ કરવાની કે પલ્લા તથા ભૂંડાપાના જુના રીવાજો પાછા નવેસરથી દાખલ કરવા તજવીજ કરવી.

**અમદાવાદમાં મહિલા વિદ્યાલય.**

ગયા અંકમાં પૂનાવાળા પ્રો. કર્વેની યોજનાની નોંધ લેતી વખતે, સ્ત્રીઓની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ ખાસ ક્રમ શિખવતી એક હાઇસ્કુલની ગુજરાતમાં અને ખાસ કરીને અમદાવાદમાં ઘણી જ જરૂર છે એમ અમે લખ્યું હતું; તે વખતે અમને સ્હેજ પણ ખ્યાલ નહોતો, કે અમારા બીજા જ અંકમાં તેવી હાઇસ્કુલ સ્થાપન થયાની નોંધ લેવાની આનંદદાયક ફરજ અમારે શિર આવી પડશે. અમને ખબર મળી છે કે, અમદાવાદના વનિતા વિશ્રામના વ્યવસ્થાપકોએ સૌ. શારદા મ્હેતા સાથે મળીને ખાડીઆમાં આવી એક સ્કુલ ઉઘાડવાનું નક્કી કર્યું છે, અને આ લખાણ અમારા વાંચનારાઓના હાથમાં જશે, ત્યાં સુધીમાં તો તે હાઇસ્કુલનું કામ પણ શરૂ થઇ ગયું હશે. આ વિદ્યાલયમાં સઘળું શિક્ષણ ગુજરાતી દ્વારા આપવાનું છે. ઇંગ્રેજી એક બીજી ભાષા તરિકે ખાસ લક્ષ દઇ શિખવવાનું છે. અને પાંચ વર્ષમાં બધો ક્રમ પુરો કરાવવાનો છે. આશા છે કે આ યોજના સફળ થશે, અને તેને પૈસા સંબંધી મદદ પણ પૂરતી મળશે. સુરતમાં આવું મહિલા વિદ્યાલય ચાલુ થઇ ચુક્યું છે. ભરૂચમાં આવું મહિલા વિદ્યાલય નીકળે તો લાભ ઘણો થવા સંભવ છે. આપણા નાતભાઇઓને આ બાબતમાં આગેવાની લેવા ખાસ વિનંતિ છે.

**પરીક્ષાનાં પરિણામ.**

આ સાલની જુદી જુદી પરીક્ષાનાં પરિણામો આવી ગયાં છે, અને તે આ અંકમાં આપેલાં છે. એકંદરે સંખ્યા સંતોષકારક છે. પરંતુ અમદાવાદનું મેટ્રીક્યુલેશનનું પરિણામ ઘણું જ અસંતોષકારક લાગે છે યુનિવર્સિટિનું પરિણામ જ્યારે પચાસ ટકા છે, ત્યારે અમદાવાદનું પરિણામ પચીસ ટકા જેટલું પણ પૂરૂં નથી, આ બિના ઘણી જ નીચું જોવાડનારી છે. આમાં દોષ વિદ્યાર્થીઓનો કાઢવો કે તેમનાં માબાપનો, તે સમજી શકાય તેમ નથી. આપણી નાતનો એક ખાસ સ્વભાવ છે કે દરેક વાતને હસી જ કહાડવી. તે ગંભીરાઇથી વિચારવી નહિ. આ સ્વભાવ બદલવાની જરૂર છે. વિદ્યાર્થીઓએ અભ્યાસ તરફની જવાબદારી સ્વીકારવી જોઇએ, અને માબાપે છોકરાના અભ્યાસ તથા ચારિત્ર્ય તરફની પોતાની જવાબદારી અદા કરવી જોઇએ.

આ વખતના પરિણામમાં એક ઘણીજ સંતોષકારક બીના એ છે કે બ્હેન ઉર્મિલા વૈકુંઠરાય દેસાઇ મેટ્રીકમાં પસાર થાય છે. આપણી નાતમાંથી આ પરીક્ષા પાસ કરનાર તે પ્હેલીજ કન્યા છે. બીજી બે કન્યાઓ આ વખતે રહી ગઇ તે માટે અમે ઘણાજ દીલગીર છીએ. નાતની બીજી કન્યાઓને ઉત્સાહિત

થઈ આગળ અભ્યાસ કરવા અમે ખાસ આગ્રહ કરીએ છીએ, અને તેમના માબાપને પણ વિનંતિ કરીએ છીએ કે તેઓને દરેક અનુકૂળતા કરી આપવી.

**અભિનંદન.** ના. શહેનશાહના જન્મ દિવસની ખુશાલીમાં, આપણા જ્ઞાતિબંધુ, અને કોઓપરેટીવ સોસાયટીઓના ઑડીટર રા. ગુણવંતરાય હીરાલાલ દેસાઇને રાવસાહેબનો ખીતાબ બક્ષવામાં આવ્યો છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ

**વર વિક્રય.** ગયા માસના વર્તમાન પત્રોથી જણાય છે કે રાજકોટ રાજકુમાર કોલેજના માજી પારસી માસ્તર અને હાલના દસાડા સ્ટેટના કારભારીની ૩૩ વર્ષની ઉમરની પુત્રીએ દસાડાના મુસલમાન નવાબ સાહેબ સાથે નીકાહ કર્યા છે, અને એક બીજી પારસણે એક ગોવાનીઝ ક્રીસ્ચ્યન સાથે ( સીવીલ મેરેજ ) લગ્ન કર્યાં છે પારસીઓમાં ચાલતા વરવિક્રયના આ પ્રતાપ!!!

**કર્વે મહિલા વિદ્યાલય.** ગયા અંકમાં અમોએ સદરહુ વિદ્યાલયમાં દાખલ થવા સારૂ જ્ઞાતિની બાળાઓની અરજીઓ મંગાવી હતી. ચાર બાળાઓએ અરજી કરી હતી. તેમાંથી બે બાળાઓએ પૂને જવા ના કહી, તેથી બે બાળાઓ-બ્હેન કુસુમગૌરી કૃષ્ણલાલ નરભેરામ (આમોદ) અને બ્હેન કાન્તા દ્વારકાદાસ ( અમદાવાદ ) ને હાલ પૂને મોકલી છે.

---

## નાતના ખબર અંતર.

—:o:—

### નીમણુક, ફેરબદલી વગેરે.

—રા પ્રાણુલાલ કીરપારામ દેસાઇ નડીઆદના એસિસ્ટંટ ડેપ્યુટીની પંચમહાલ જીલ્લામાં રૂ. ૧૦૦) ના પગારે નીમણુક થઈ છે.

—રા મંજુલાલ હીરાલાલ દેસાઇ,બી એ. ગોધરા હાઈસ્કુલમાં માસ્તર નિમાયાછે.

—રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ બી. એ ને સેકંડરી ટીચર્સ ટ્રેનીંગ કૉલેજ-મુંબઇમાં સરકાર તરફથી વધુ અભ્યાસ માટે મોકલવામાં આવ્યા છે.

—રા. પાર્વતીશંકર રામચંદ્ર જેટલી રૂ. ૬૦ ના પગારથી મ્યુનિસિપલ સેનીટરી ખાતામાં ડૉકટર નિમાયા છે,

—રા. સાકરલાલ બળવંતરાય સુરત પોલીસ ઇન્સ્પેક્ટરની બદલી વીરમગામ રેલ્વે ઇન્સ્પેક્ટર તરીકે થઇ છે.

—રા. મુકુંદરાય બળવંતરાય દેસાઇ એમ. એ. એલ્ફીન્સ્ટન કૉલેજમાં રૂ. ૨૦૦ના પગારથી ઇંગ્લીશના લેકચરર નિમાયા છે.

—રા. વિષ્ણુપ્રસાદ રતનરામ દેસાઇ બી એ. ની નીમણુક એલ્ફીન્સ્ટન મીડલ સ્કુલમાં રૂ. ૫૦) ના પગારથી થઇ છે.

—રા. છોટાલાલ માણેકલાલ ઠાકોરની બદલી પારડીથી ભરૂચ રજીસ્ટ્રારની ઑફીસમાં રજીસ્ટ્રી કલાર્ક તરીકે થઇ છે

—રા. ચીમનલાલ ઉમેદરામ ઠાકોર (વડોદરા) ને રૂ ૧૦) નું પ્રમોશન મળ્યું છે.

—રા. હરરાય નવનીધરાય મુનસી વીસાવદર વહીવટદારનો પગાર રૂ. ૯૦) થયો છે.

—ડૉ. મૂળચંદ કેશવલાલ દેસાઇ જુનાગઢ પેંડોદ સુપ્રિન્ટેન્ડન્ટનો પગાર રૂ. ૩૦૦) થયો છે.

—ડૉ. રામચંદ્ર માણેકલાલ દેસાઈ (ન્હાનો સાથ) ની નીમણુક મુંબઇમાં વૉર હૉસ્પીટલમાં રૂ. ૧૦૦) ના પગારથી થઈ છે.

—રા. કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ જંબુસર મ્યુનિસિપાલીટીમાં સેક્રેટરી નીમાયા છે.

## જાહેર પ્રવૃત્તિ.

—અમદાવાદનાં નાતજાતનાં મંડળોની પરિષદમાં રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ સેક્રેટરી તરિકે કામ કર્યું હતુ, તથા રા. જીવણલાલ મજરાય દેસાઈએ શરૂઆતનું ભાષણ કર્યું હતુ અને રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇ, રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ, રા. પ્રીતમરાય મજરાય દેસાઇ, ડૉ. હરિપ્રસાદ મજરાય દેસાઇ, તથા સૌ રૂકમણી બ્હેને જુદા જુદા ઠરાવો ઉપર વિવેચન કર્યાં હતાં.

—ગુજરાત કેળવણી પરિષદના એક મંત્રી તરિકે રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇ નિમાયા છે.

—મુંબાઇ પ્રાંતિક કૉન્ફરન્સના સેક્રેટરીઓ તરિકે રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇ તથા જીવણલાલ મજરાય દેસાઇ નિમાયા છે.

પદ્માવતી આ સમાજના સેક્રેટરી છે તથા બધી દેખરેખ રાખે છે, તેમણે વાર્ષિક રીપોર્ટ વાંચ્યો હતો.

—પૈસા ફંડ તરફથી ચાલતી રાત્રીશાળાના વિદ્યાર્થીઓને કાંકરીયે સહેલગાહે લઇ ગયેલા તે વખતે રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇ, ડૉ. હરિપ્રસાદ, તથા રા. કેશવપ્રસાદ છોટાલાલે તેમની સાથે રહી, તેમને ગમ્મત સાથે જ્ઞાન આપ્યું હતું. સદરહુ ફંડ તરફથી નરોડામાં ઇમેજી નિશાળ ખોલવામાં આવી તે વખતે રા. જીવણલાલ મજરાય દેસાઇ તથા ડૉ. હરિપ્રસાદ મજરાય દેસાઈએ વ્યાખ્યાન કર્યાં હતાં.

—રા. કેશવપ્રસાદ મણીલાલ ઠાકોરને ના. ગોખલેની સર્વંટ્સ ઑફ ઇંડિયા સોસાયટીમાં દાખલ કરવામાં આવ્યા છે

—પ્રેસ ઍક્ટ સામે વાંધો લેવાને અમદાવાદમાં મળેલી જાહેરસભામાં રા. જીવનલાલ મજરાય દેસાઈ તથા ડૉ. હરિપ્રસાદ મજરાય દેસાઇએ ભાષણ કર્યાં હતાં.

---

## પરીક્ષાનાં પરિણામ.

**બી. એ.**

| | |
|---|---|
| પાંડુરાવ ભાઇલાલ દેસાઈ, સેકંડ કલાસ ઑનર્સ... | ... અમદાવાદ |
| ધનવંતરાય સાકરલાલ „ „ ... | ... વડોદરા |
| ગુણવંતરાય માણેકલાલ દેસાઇ (ન્હાનોસાય)... | ... આમોદ |

**ઇંટરમિડિયેટ.**

| | |
|---|---|
| રામપ્રસાદ નંદલાલ દેસાઈ (સેકંડ કલાસ)... | ... અમદાવાદ |
| કૃષ્ણપ્રસાદ છોટાલાલ દેસાઇ ... ... ... | „ |
| હરિપ્રસાદ ગુલાબીદાસ દેસાઇ ... ... ... | „ |
| પ્રાણલાલ નરભેરામ ઠાકોર ... ... ... | „ |
| કાંતિલાલ બળવંતરાય દેસાઈ ... ... ... | ભરૂચ |
| કેશવલાલ અંબાશંકર મલજી ... ... ... | „ |
| છોટાલાલ બદ્રીલાલ અલમોલા (પુરોહિત) ... ... | „ |
| પ્રાણલાલ જમીયતરામ જેટલી ... ... ... | „ |

**પ્રિવિયસ.**

| | | |
|---|---|---|
| જયંતીલાલ માણેકલાલ દેસાઇ | ... ... ... | ભરૂચ |
| રમણીકરાય શ્રીપતરાય દેસાઇ | ... ... ... | વડોદરા |
| ચંદ્રવદન ધીરજલાલ ઠાકોર ... | ... ... ... | સુરત |

**મેટ્રિક્યુલેશન.**

| | | |
|---|---|---|
| ઉર્મિલા વૈકુંઠરાય દેસાઇ ... | ... ... ... | મુંબઇ. |
| ધીરજલાલ ચુનીલાલ સેતલવાડ | ... ... ... | ,, |
| રાજેન્દ્ર નગીનલાલ દેસાઇ ... | ... ... ... | અમદાવાદ |
| વજેન્દ્ર પ્રાણલાલ દીવાન ... | ... ... ... | ,, |
| ચંદ્રપ્રસાદ ત્રીકમલાલ લાખીઆ | ... ... ... | ,, |
| રસિકલાલ કલ્યાણરાય ઠાકોર | ... ... ... | ભરૂચ |
| વિક્રમલાલ કેશવલાલ દેસાઇ | ... ... ... | ,, |
| ઈશ્વરલાલ માધવલાલ ઠાકોર | ... ... ... | ,, |
| ઠાકોરલાલ અંબાશંકર મલજી | ... ... ... | ,, |
| ખુશવદન ચંદુલાલ ઠાકોર | ... ... ... | ,, |
| ગુણવંતરાય મુકુંદરાય ઠાકોર | ... ... ... | ,, |
| વૈકુંઠલાલ નરસિંહલાલ ઠાકોર | ... ... ... | સુરત |
| ઠાકોરલાલ મણીલાલ દેસાઇ ... | ... ... ... | આમોદ |

**સ્કુલ ફાઇનલ.**

| | | |
|---|---|---|
| વિક્રમલાલ કેશવલાલ દેસાઈ ... | ... ... ... | ભરૂચ |
| ખુશવદનલાલ ચંદુલાલ ઠાકોર | ... ... ... | ,, |

**સબ રજીસ્ટ્રાર ( વડોદરા )**

રા. મોતીલાલ શીવદાસ દેસાઇ.

**ફર્સ્ટ એઈડની પરીક્ષામાં પાસ.**

જયવતી મજરાય દેસાઇ.

નિર્મળગૌરી ગીરધરલાલ ઠાકોર.

કન્યાવાંચન પરીક્ષામાં પાસ થયેલ (નંબરવાર)

1. ચી. ઇંદુમતી શ્રીપતરાય ઠાકોર, સુરત (પહેલા નંબરનું ઇનામ)
2. ચી નિર્મળ હરિપ્રસાદ દેસાઇ અમદાવાદ
3. ચી. જયવિદ્યા મોતીલાલ દેસાઇ „
4. ચી. નિર્મળ ઠાકોરલાલ ઠાકોર „
5. ચી. શાંતાગૌરી મણીલાલ દેસાઇ „
6. ચી. સુશીલા હરિપ્રસાદ છત્રપતી „
7. ચી. કુમુદ ત્રીકમલાલ ઠાકોર „

## લગ્ન.

કેશવલાલ ચુનીલાલ ઉ. વ. ૨૪ (ભરૂચ) નાં લગ્ન ગેનુગૌરી નરસિંહલાલ ઉ. વ. ૧૭ (સુરત)

કાન્તિલાલ નરસિંહલાલ ઉ. વ. ૨૭ (અમદાવાદ) નાં લગ્ન શારદાગૌરી ધીરજલાલ ઉ વ. ૧૮ (અમદાવાદ).

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. પદ્માવતી મોતીલાલ છગનલાલ | ને | પુત્ર-પુત્રી (ટવિન્સ) | અમદાવાદ. |
| સૌ. પદ્માવતી ધીરજલાલ ઠાકોર | „ | પુત્રી | „ |
| સૌ. અતીલક્ષ્મી કૃષ્ણલાલ | „ | „ | „ |
| સૌ. હીરાગૌરી કૃષ્ણલાલ નરભેરામ | „ | „ | આમોદ. |
| સૌ. ગૌરાગૌરી ચીમનલાલ | „ | પુત્ર | ભરૂચ. |
| સૌ. કનકતારા મગનલાલ દયાશંકર | „ | „ | જુનાગઢ. |

## મરણ.

| | રોગ. | ઉ. વ. | સ્થળ. |
|---|---|---|---|
| વકીલ અંબાશંકર હરપ્રસાદ | લકવો | ૬૭ | ભરૂચ. |
| સૌ. તારામણી જયન્તિલાલ ઠાકોર | ક્ષયરોગ | ૨૬ | „ |
| સૌ. દીવાળી ચીમનલાલ દુર્ગારામ | „ | ૫૦ | આમોદ. |
| સૌ. કપિલાગૌરી ચીમનલાલ દેસાઈ | „ | ૨૪ | અમદાવાદ. |
| ઠાકોરલાલ ચીમનલાલનો પુત્ર | વરાધ | ૧ | „ |
| શાંતિલાલ બદ્રીલાલ (પુરોહિત) | કાકાબળીઆ | ૧॥ | „ |

# લવાજમની પહોંચ.

| વર્ષ ૯ મું. | | નકલ. |
|---|---|---|
| દેસાઈ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ | ભરૂચ | ૫ |
| રા. સા અંબાશંકર ઉત્તમરામ મલજી | ,, | ૨ |
| રા. ચુનીલાલ હકુમતરાય દેસાઇ | ,, | ૨ |
| રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇ | અમદાવાદ | ૨ |

**નીચે ગૃહસ્થો તરફથી એક નકલનું લવાજમ મળ્યું છે.**

| મુંબઇ. | સુરત. |
|---|---|
| ઑ. મી. ચીમનલાલ હરિલાલ સેતલવાડ | ગં. સ્વ. કૃષ્ણાગૌરી |
| રા બા ચુનીલાલ હરિલાલ સેતલવાડ | રા. માણેકલાલ પ્રાણશંકરરાય |
| રા. છવનલાલ ચીમનલાલ સેતલવાડ | રા સાકરલાલ બલવંતરાય |
| રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ | રા. નરસિંહલાલ હરદેરામ |
| રા ત્ર્યંબકરામ જાદવરાય દેસાઇ | ડૉ. મદનલાલ ઉમેદરામ |
| રા બાલમુકુન્દરાય અંબાલાલ દેસાઇ | રા. છગનલાલ માણેકલાલ |
| રા. વૈકુંઠરાય અંબાલાલ દેસાઇ | રા. ઠાકોરલાલ માણેકલાલ |
| રા નટવરલાલ માધવલાલ દેસાઇ | રા. મોતીલાલ ચંદ્રશંકર |
| રા ઇશ્વરલાલ કેશવલાલ દેસાઇ | રા. ભુપતરાય ગોવિંદરાય |
| રા છગનલાલ નરસિંહલાલ કાનુગા | રા. રતીલાલ માધવરામ |
| રા. ધનવંતરાય માણેકલાલ દેસાઇ | રા. છોટાલાલ નરસીંગરાય |
| રા ધીરજલાલ કેશવલાલ ઠાકોર | રા. ચંદુલાલ કલ્યાણરાય |
| રા. કાન્તિલાલ દોલતરાય ઠાકોર | રા. મોતીલાલ ઉમેદરામ |
| રા. ચીમનલાલ આર. દેસાઇ | રા શ્રીપતરાય હકુમતરાય |
| રા. છવનલાલ એમ. ઠાકોર | રા. હરરાય અમુલખરાય. |
| રા. ગોવિંદલાલ એન ઠાકોર | **ભરૂચ.** |
| રા. વૈકુંઠલાલ એસ. ઠાકોર | સ. રા. બા. મોતીલાલ ચુનીલાલ |
| રા. કેશવલાલ એચ. સેતલવાડ | ડૉ. ચુનીલાલ નંદલાલ |
| રા. મણીભદ્ર એન. છત્રપતી | રા. નગીનલાલ વેણીલાલ |
| રા. ઠાકોરલાલ ચંદુલાલ ઠાકોર | રા. હીરાલાલ દાદાભાઈ |
| રા. જયંતીલાલ એમ. ઠાકોર | રા. ઠાકોરલાલ પેથાભાઈ |
| રા. રમણીકલાલ ટી. ઠાકોર | રા. છવનલાલ હરરાય |
| રા. કેસરીપ્રસાદ મણીલાલ ઠાકોર | રા. ચુનીલાલ ભોગીલાલ |
| રા. મુકુંદરાય બળવંતરાય દેસાઇ | રા. મુકુન્દરાય આત્મારામ |
| રા. વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર | રા. ધીરજલાલ નારણરામ |
| રા. મનહરલાલ પ્રાણલાલ દાબા | રા. હીરાલાલ હીરપારામ |

### ભરૂચ.

રા. ઠાકોરલાલ દ્વારકાદાસ
રા. ઠાકોરલાલ ચુનીલાલ
રા. બળવંતરાય હીરાલાલ
રા. મણીલાલ કેવળરામ
રા. લક્ષ્મીરામ મહિપતરામ
રા. નરહરિલાલ બળવંતરાય
રા. બળવંતરાય નરભેરામ
રા. દીનકરરાવ નરભેરામ
રા. સા. ગુણવંતરાય હીરાલાલ
રા. બળવંતરાય પ્રતાપરાય
રા. ઠાકોરલાલ રતનરામ
રા. મોતીલાલ સાકરલાલ
રા. નગીનલાલ સાકરલાલ
રા. ઇશ્વરલાલ ગીરધરલાલ
રા. ચીમનલાલ હરદેરામ
રા અંબાશંકર હરપ્રસાદ
રા. નરભેરામ કીરપારામ
રા. દીનકરલાલ પ્રાણલાલ
રા. બળવંતરાય ચંદુલાલ
રા. ભોગીલાલ હરકીસનદાસ
રા. બલવંતરાય નરોતમદાસ
રા. કલ્યાણરાય પ્રાણશંકરરાય
રા. સુરજરામ મહિપતરામ
રા. ઇશ્વરલાલ નરભેરામ
રા. નરહરી કુરણારામ
રા. ઇશ્વરલાલ નરસિંહલાલ
રા. સાકરલાલ ડાહ્યાભાઇ
રા. છોટાલાલ માણેકલાલ
રા. કૃષ્ણલાલ બળવંતરાય વાઘરા
રા. લલ્લુભાઇ લક્ષ્મીરામ ,,
રા. ઠાકોરલાલ ચીમનલાલ ,,
રા. કૃષ્ણલાલ જમીએતરામ ,,
રા. ભાઇલાલ મજરાય જંબુસર
રા. ભુપતરાય મજરાય ,,
રા. ધીરજલાલ ચીમનલાલ ,,
રા. કૃષ્ણલાલ નરભેરામ જંબુસર
રા. બળવંતરાય રતનરામ આમોદ
રા. મણીલાલ રણછોડરાય ,,
રા. ઇશ્વરલાલ મણીલાલ ,,
રા. લક્ષ્મીરામ હરિનાથ ,,
રા. ગુલાબરાય ગણપતરામ ,,

### અમદાવાદ.

સૌ. બ્હેન લીલાવતી દેસાઇ
રા. બુલાખીદાસ ગંગાદાસ
ડૉ. મણીલાલ ગંગાદાસ
રા ચીમનલાલ નરભેરામ ઠાકોર
રા. ફુલશંકર સુંદરલાલ
રા ભગવાનલાલ કેશવલાલ
રા. ચીમનલાલ મજરાય
રા. ઠાકોરલાલ પરમોદરાય
રા. મણીલાલ પ્રાણલાલ સેતલવાડ
રા મોતીલાલ જીવણલાલ
રા નટવરલાલ હરીલાલ
રા. ચંદુલાલ સાકરલાલ
રા. ત્રીકમલાલ બાપાલાલ લાખીયા
રા. અંબાલાલ નરસિંહલાલ
રા. કેશવલાલ જાદવરાય
રા મોતીલાલ જાદવરાય
રા. નરહરીલાલ ચીમનલાલ લાખીયા
રા. ગીરધરલાલ પરમોદરાય
રા. બળવંતરાય પરમોદરાય
ડૉ બલવંતરાય એન. કાનુંગા.
રા. શીવપ્રસાદ અજીતરાય
રા. નગીનલાલ બાલકૃષ્ણ
રા ઇશ્વરલાલ મજરાય
રા. પ્રીતમરાય મજરાય
રા. ચંદુલાલ વજુભાઇ
રા. ઇશ્વરલાલ હીરાલાલ
ડૉ. હરીપ્રસાદ મજરાય
રા. પ્રાણશંકર લલ્લુભાઇ
રા. ત્રીકમલાલ પ્રાણજીવનદાસ લાખીયા

અમદાવાદ

રા. શંભુપ્રસાદ ચીમનલાલ ઠાકોર
રા. નરહરીલાલ બલવંતરાય
રા. વૈકુંઠલાલ ઉત્તમરામ અલમૌલા
રા. રામપ્રસાદ અંબાલાલ
રા. ત્રીકમલાલ દીનાનાથ
રા. જીવનલાલ પ્રાણજીવનદાસ લાખીયા
રા. રતીલાલ જીવનલાલ લાખીયા
રા. જીવનલાલ મજરાય દેસાઇ
રા. અજીતરાય ચંદુલાલ દેસાઇ
રા. ઠાકોરલાલ ગોવિંદલાલ લાખીયા
રા. મણીલાલ કલ્યાણરાય ઠાકોર
રા. ધીરજલાલ કેશવલાલ એન્જીનીયર

વડોદરા.

રા. માણેકલાલ સાકરલાલ દેસાઇ
રા. મજરાય જાદવરાય
રા. શ્રીપતરાય જાદવરાય
રા. સાકરલાલ જશવંતરાય
રા. મગનલાલ ઉમેદરામ
રા. ચીમનલાલ ઉમેદરામ
રા. મોતીલાલ શીવદાસ
રા. મોતીલાલ ઉત્તમરામ
રા. મણીલાલ અજીતરાય, થાણા
રા. ગીરધરલાલ કેશવલાલ ,,
રા. કૃષ્ણલાલ કીરપારામ ,,
રા. ધીરજલાલ ચુનીલાલ દેહગું
પ્રો. બલવંતરાય કલ્યાણરાય પુના
રા. હરિપ્રસાદ કીરપારામ રીવેદ
રા. નટવરલાલ ગોવિંદલાલ સોલાપુર
રા. ત્રંબકલાલ ચંદ્રશંકર પુસા
રા. કાન્તિલાલ સાકરલાલ દીલ્હી
રા. કૃષ્ણરાય અંબાલાલ ભીવાણી

ડૉ. વૈકુંઠલાલ મણીલાલ અજમેર
રા. મગનલાલ જમીયેતરામ, જલગામ
રા. પ્રાણલાલ એન. દેસાઇ, હૈદ્રાબાદ
રાજા ગણેશનારાયણ જગતનારાયણ ,,
રાજા ગેણીલાલ રઘુનાથરાય, ,,
રા. મણીલાલ જાદવરાય, ચીખલી
રા. મોતીલાલ ગોવિંદલાલ, વલસાડ
રા. છગનલાલ આત્મારામ ,,
રા. ભાઇલાલ વેણીલાલ વાલોડ
રા. કલ્યાણરાય કેશવલાલ નડિઆદ
રા. ઠાકોરલાલ અમૃતલાલ, આણંદ
રા. શંકરલાલ હરીલાલ, નડીયાદ
રા. મોતીલાલ અમુલખરાય ,,
રા. કૃષ્ણલાલ ચંદુલાલ ,,
રા. ચીમનલાલ ચુનીલાલ, ખેડા
ડૉ. ધીરજલાલ જમીએતરામ, ઇલોલ
ડૉ. જમીએતરામ ભુપતરાય, ડાકોર
રા. રામચંદ્ર ગણપતરામ, કપડવંજ
રા. પ્રાણલાલ હરિપ્રસાદ દિવાન, ગોધરા
રા. કૃષ્ણલાલ ગણપતરામ ,,
રા. નરસિંહલાલ હીરાલાલ ,,
રા. ચીમનલાલ કલ્યાણરાય ,,
રા. નગીનલાલ કેશવલાલ, દાહોદ
રા. રતીલાલ માણેકલાલ, પાલણપુર
રા. હીરાલાલ મણીલાલ, સાણંદ
રા. અંબાલાલ ગોપાલદાસ, સાદ્રા
રા. હરીલાલ ચંદુલાલ ,,
રા. બાપાલાલ હરીલાલ, વીરમગામ
રા. કાન્તિલાલ ભોગીલાલ ,,
રા. ચુનીલાલ નગીનલાલ ,,

| | |
|---|---|
| રા. ત્રીકમલાલ જીવનલાલ, ધંધુકા | રા. કેશવલાલ કહાનદાસ દેસાઇ,જુનાગઢ |
| રા. ભોગીલાલ ધીરજરામ, ,, | રા. જેસુખલાલ પ્રભુલાલ ,, ,, |
| રા. મગનલાલ દયાશંકર, રાજકોટ | રા. ભવાનીલાલ માણેકલાલ લીંબડી |
| રા. સવાઇલાલ ભગવાનલાલ, ,, | રા. કલ્યાણરાય બુલાભાઇ ,, |
| રા. કૃષ્ણલાલ હરીનાથ, માંગરોળ | ડૉ. પ્રાણલાલ સાકરલાલ પોરબંદર |
| રા. પ્રાણલાલ હરીલાલ, જોડીયા | રા. ઇશ્વરલાલ ગોવિંદલાલ લાખીયા,બસરા |
| રા. જીવનલાલ હરીલાલ, માંડળ | રા. ત્રીકમલાલ લલ્લુભાઇ, એડન |
| રા. માધવલાલ ચતુર્ભુજદાસ, જામનગર | રા. નટવરલાલ ચંદુલાલ, પારીસ |
| રા. જીવનલાલ ચીમનલાલ, ,, | રા. કૃષ્ણલાલ સાકરલાલ લંડન |

# "એક ગૃહસંસારી સંવાદ"

હીરાલાલ હેડ માસ્તર આજે રવીવાર હોવાથી વીરેન્દ્ર, ચંદ્રકાન્ત, બાબુ અને મનોરમાને લઇને, વરસાદની મોસમ માટે બધાના "વૉટરપ્રુફ-ઓવરકોટો" લેવાને જતા હતા, એવામાં એમના મિત્ર ડૉક્ટર નટવરલાલ આવી મળ્યા અને પુછ્યું "હીરૂભાઈ?" આ બધું સરઘસ લઇને કયાં ચાલ્યા?" હીરાલાલ—"નટુભાઇ, ઠીક થયું કે તમે મળ્યા; હું આ છોકરાંઓને "વૉટરપ્રુફ-ઓવરકોટો" અપાવવા મારકીટ જાઉં છું." નટવરલાલ—હીરૂભાઇ, મારકીટ-બારકીટ જવાનું રહેવા દો, અને ભુલેશ્વર, પાંજરાપોળ સામે હાજી અબુબક્કર તાહેરમાહમદની દુકાને ચાલો; ત્યાં હાલમાં મ્હોટો "સ્ટૉક," "અપટુડેટ સ્ટાઈલ" નો આવેલો છે, અને ભાવ પણ ઘણા મધ્યમ છે એટલે આપણને મનપસંદ માલ કીફાયત ભાવે મળશે અને મારકીટ જવાની ભાંજગડ દુર થશે, અને વખત પણ ખોવો પડશે નહીં." વીરેન્દ્ર—મ્હોટાભાઈ, ડૉક્ટર કાકાની વાત ખરી છે; અમારી કૉલેજમાં પેલો રમણીક દેસાઈ કહેતો હતો કે "હાજી અબુબક્કરને ત્યાં, વેલાયતના જાણીના મેકરોના તરેહવાર જાતના "જેન્ટસ" "લેડીઝ"-અને "બૉયઝ" ના "વૉટરપ્રુફ-કોટો" તથા "કલોકો"-કાળા, "બ્રાઉન" અને કેશમીર "કલર" ના દરેક જાતના અને દરેક "સાઇઝ" "અપટુડેટ ફેશન"ના મ્હોટા જથ્થામાં આવેલા છે." હીરાલાલ—"નટુભાઈ, કીમતમાં સસ્તા અને "ન્યુ સ્ટૉક" છે તેથી મ્હારૂં મન લલચાય છે." નટવરલાલ—ચાલો, ત્યારે ફેરો ફોગટ નહીં જાય; ખાત્રી કરીએ."

**ખાસ વિનંતી**—ગૃહસ્થો, તમે પણ એક વખત અમારી દુકાનની મુલાકાત લો અને ખાત્રી કરો. બ્હારગામના "ઑર્ડરો" ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

**હાજી અબુબક્કર તાહેરમહમદ,**
પાંજરાપોળની સામે, ભુલેશ્વર રોડ, મુંબઈ.

# જ્ઞાતિપત્ર તંત્રી સંમેલન.

———:o:———

તા. ૨૧મી મે ને રવિવારે સહવારના ભરૂચ મુકામે ગુજરાતના જ્ઞાતિપત્ર તંત્રીઓનું બીજું સંમેલન મળ્યું હતું. પ્રમુખસ્થાન રા. રા. મણીલાલ અજીતરાય ઠાકોર બી. એ. ને આપવામાં આવ્યું હતું. અગીયાર જ્ઞાતિપત્રોના પ્રતિનીધીઓ ઉપરાંત શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

જ્ઞાતિમાં વિદ્યા પ્રચાર વધે, અને કુરિવાજો નષ્ટ થાય, એ માટે આત્મભોગ આપી કાર્ય કરનાર સામાજીક સેવકો—જ્ઞાતિપત્ર તંત્રીઓના યત્નો અસ્થાને નથી, એમ સૌ કોઇ માન્ય કર્યા વિના રહેશે નહિ, અને તેમાંએ આવા સંમેલનો દ્વારા અરસ્પરસ મળી પોતપોતાની જ્ઞાતિમાં થતા સુધારા માટે વિચારો દર્શાવવામાં આવે, તેમ જ તે સંબંધી જુદા જુદા તંત્રીઓ પોતાના અભિપ્રાયો અને સૂચનાઓ કહે, એ તંત્રીઓને તેમજ નાતો માટે લાભદાયક નિવડે.

સન્માનકારિણી સભાના પ્રમુખ રા. રા. ચીમનલાલ હરદેરામે પધારેલા ગૃહસ્થોનું સ્વાગત યોગ્ય શબ્દોમાં કર્યું હતું.

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીની દરખાસ્ત અને રા. રા. ભાઇલાલ વી. કોઠારીના અનુમોદનથી રા. રા. મણીલાલ અજીતરાય ઠાકોરે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. ત્યારબાદ બહારગામથી નહીં આવી શકનાર તંત્રીઓના તારો અને કાગળો વાંચવામાં આવ્યા હતા. પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ આપ્યું હતું* સંમેલનના મેોડીયા સેક્રેટરી રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ ગયા વર્ષના સંમેલનનો રીપોર્ટ રજુ કર્યો હતો જે સર્વાનુમતે બહાલ રાખ્યો હતો. બપોરના ત્રણ વાગતાં સંમેલનનું કામ આગળ ચલાવવામાં આવ્યું હતું અને તેમાં નાચેના ઠરાવો કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧ લો**—પોતાની જ્ઞાતીમાં કેળવણી ફંડ છે કે કેમ અને તે હોય તો તે કેટલાં છે, અને તેની શી શી વ્યવસ્થા કરવામાં આવી છે તેનો રીપોર્ટ બે માસની અંદર રજુ કરવો.

**ઠરાવ ૨ જો**—કન્યા કેળવણીનો બહોળો ફેલાવો થાય તેવો આ સંમેલનનો અભિપ્રાય છે.

**ઠરાવ ૩ જો**—ગયા સંમેલનનો હીસાબ નીચે મુજબનો રજુ કરવામાં આવ્યો હતોઃ—

જમે રૂ ૪૮૦–૧૪–૦ વાર્ષીક પત્રની નકલ દરેક રૂ. ૦–૧–૦ વેચી તેના, રૂ. ૧૧૧–૦–૦ જાહેર ખબરની છપામણીના, રૂ. ૧૦૦–૧૨–૯ જમે દેસાઇ કેશવપ્રસાદ છોટાલાલના, રૂ. ૬૦–૦–૦ જમે મી૦ કનૈયાલાલ મુનશીના, કુલે રૂ. ૭૫૨–૧૦–૯.

---

* આ પત્રના વધારા તરીકે વહેંચવામાં આવ્યું છે.

છપાઈ રૂ ૬૫૦-૦-૦ પૈસની છપામણી, રૂ. ૩૪-૧૨-૦ બહારગામ ચોપડીઓ મોકલી તેના ટપાલ ખર્ચના, રૂ. ૧૭-૦-૦ સરક્યુલર છપામણી, રૂ. ૧૪-૯-૦ પોસ્ટેજ, રૂ. ૧૩-૦-૦ હેંડબીલની છપામણી, રૂ. ૧૧-૧૨-૦ ખોખાં પારસલ સારૂ, રૂ. ૬-૯-૦ રેલવે નુરના, રૂ. ૫-૦-૦ બ્લોકના, કુલે રૂ. ૭૫૨-૧૦-૯.

ઉપર મુજબનો હીસાબ મંજુર કરવામાં આવ્યો હતો, અને આ વર્ષે વાર્ષીક ભેટ કહાડવામાં જે ખર્ચ થાય તે પુરો કરતાં જે વધે તે વસુલ આપવું.

**ઠરાવ ૪ થો**—ચાલુ વર્ષને માટે નીચે લખેલા પાંચ તંત્રીઓનાં નામ મંત્રીઓ તરીકે ઠરાવવામાં આવ્યાં હતાં.

રા રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, રા. રા. પ્રભુદાસ સાધાભાઇ મોદી, રા. રા માણેકલાલ નરોતમદાસ નાણાવટી, રા. રા. ભાઇલાલ વંદ્રાવનદાસ કોઠારી અને રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.

આ વર્ષે ભેટનાં પુસ્તકની એકને બદલે બે આનાની કીંમત રાખવા ઠરાવ્યું હતુ.

**ઠરાવ ૫ મો**—( ૧ ) ગુજરાતનો ઇતિહાસ, ( ૨ ) આપણા પુર્વજોનો ઇતિહાસ; ( ૩ ) શારીરિક ખીલવણી અને હાઇજીન; ( ૪ ) ખેતીવાડી અને ઉદ્યોગ; ( ૫ ) સામાજીક સુધારણા; ( ૬ ) ધાર્મિક અને નૈતિક વિષયો; ( ૭ ) સામાજીક વાર્તાઓ આ લેખો જે જ્ઞાતિ પત્રોના તંત્રીઓ . આ સંમેલનના. સભ્યો હોય તેઓને જેમ જોઇએ તેમ પુરા પાડવા.

**ઠરાવ ૬ ઠ્ઠો**—સંમેલનને સ્થાઇ રૂપ આપવા માટે નિયમો ઘડવા, તે બાબતપર વાદવિવાદ થયા પછી સર્વાનુમતે એમ ઠરાવવામાં આવ્યું કે ગત વર્ષના મંત્રીઓ સંમેલનને સ્થાઇ સ્વરૂપ આપવાના નિયમો નક્કી કરશે, અને તેનો ખરડો આવતા વાર્ષીકમાં પ્રગટ કરશે.

**ઠરાવ ૭ મો**—વધુ નિયમો ઘડી કહાડી અભિપ્રાય લેવાનો અધિકાર તંત્રીઓને આપવામાં આવે છે.

**ઠરાવ ૮ મો**—ઉપર દર્શાવેલા પાંચ તંત્રીઓ ચાલુ વર્ષના મંત્રીઓ તરીકે કામ કરશે.

આ પછી પ્રમુખ સાહેબની સુચનાથી રા. ગુણવંતરાય છોટાલાલ દેસાઇએ. ( દશા શ્રીમાળીના તંત્રી ) શ્રીમાળી અભ્યુદયના પ્રતિનીધી રા. કાશીરામ એ.ઝા, ગીરીનારાયણ પત્રના પ્રતિનીધી રા. વસંતરામ શાસ્ત્રી વગેરેએ સમયોચિત ભાષણો કર્યાં હતાં. ત્યાર બાદ પ્રમુખ સાહેબનો, સ્વાગત કમિટીના અધ્યક્ષનો, અને દાદાભાઇ હૉલના ટ્રસ્ટી સાહેબોનો આભાર માની સંમેલન વિસર્જન થયું હતું.

---

# ભરૂચ ખાતે મળેલી દ્વિતીય જ્ઞાતિ પત્ર તંત્રિ સંમેલનના પ્રમુખ રા. રા. મણીલાલ અજીતરાય ઠાકોર બી. એ. નું ભાષણ.

તા. ૨૧-૫-૧૬

**મહેરબાન જ્ઞાતિપત્ર તંત્રી સાહેબો, સેક્રેટરી સાહેબો, તથા ગૃહસ્થો,**

૧. સને ૧૯૧૬ ના વર્ષના નાતોના ચોપાનીઆનાના તંત્રીઓના મેલાવડામાં પ્રમુખસ્થાન મને આપવા આપ સર્વ બંધુઓએ યોગ્ય ધાર્યું છે તથા મને આપે યોગ્યતા કરતાં વધારે માન આપ્યું છે. વિદ્વત્વર્ગમાં નામ ગણાવવા અથવા જ્ઞાતિ પત્ર ચલાવવાના કાર્યક્રમમાં કંઇ માનપદ મેળવવાની યોગ્યતા અર્થે મેં આજ સુધી કંઇ કામ કરી બતાવ્યું નથી. અને મારી સ્વાભાવીક પ્રેરણાનું વલણ પણ તે તરફ નથી. જ્યારે મારા બંધુ રાજેશ્રી ચીમનલાલ હરદેરામજીનો પત્ર પ્રમુખપદ સ્વીકારવા બાબત મારા ઉપર આવ્યો ત્યારે પ્રથમ વિચાર તો એજ આવ્યો કે તે ભાર ઉપાડવાની અશક્તિના કારણથી મારે તે પદ લેવા ના કહેવી; પરંતુ તેમના પત્રના શબ્દો, અંતઃકરણનો ખરો ભાવ બતાવી આપનાર તથા અંતરની ખરી ભાવનાનો ઉલ્લેખ કરતા મને જણાયા તેથી એ અંતરાત્માએ મને પ્રેરણા કરી કે તેવી સાચા સ્નેહીની આજ્ઞા ઉલ્લંઘન કરવી એ સારી વાત નહીં. માટે મેં આ જોખમીપદ સ્વીકારવા હા કહી. મારી પાત્રતા જોઇને નહી. આવી સ્થીતિ હોવાથી હાલ ચર્ચાતા પ્રશ્નો વિષે અથવા કાર્ય દક્ષતા વિષે મારી અજ્ઞાનતા તથા અશક્તિ જણાય તો તેને માટે બધા બંધુઓ મ્હોટું મન બતાવશો એવી આશા છે.

૨. જ્ઞાતિપત્ર ચલાવનાર તંત્રીઓનું મુખ્ય કામ એજ કે તેમણે જ્ઞાતિની સેવા બજાવવી; દેશકાલને અનુસરીને પ્રગતિ તથા ઉન્નતિ માર્ગો જણાય તે તરફ જ્ઞાતિ જનોને વાળવા; આ ઉદ્દેશથી જ્ઞાતિપત્રો નીકળ્યાં છે. જ્યારે તે પત્રો પ્રથમ સ્થપાયાં ત્યારે તો દરેક પત્રનો મુખ્ય લક્ષ એટલોજ હતો કે પોતપોતાની નાતમાં જે ખામીઓ હાલના દેશકાલ પરત્વે જણાય તેને સુધારવા માટે લખાણો લખી જ્ઞાતિને કેળવણી આપવી તથા તે ખામી સુધારવા તરફ તેમનું લક્ષ ખેંચવું. બીજી નાતો કરતાં પોતાની નાત જે બાબતોમાં પાછળ હોય તે બાબતોમાં તે આગળ વધે; ઘણા લાંબા વખતથી ઘર કરી રહેલા વહેમો તથા ખોટા રીવાજો ધીમે ધીમે નાશ થાય; નાતમાં શિક્ષણમાં પાછળ

રહેલો. ભાગ હોય, તેને આગળ લાવવો. આવા કેવળ સ્વજ્ઞાતિનેજ યોગ્ય આદર્શો ને આશ્રયે ઘણા ખરા જ્ઞાતિપત્રો સ્થપાયા છે. જ્ઞાતિપત્ર સ્થાપનાર એક ગૃહસ્થ હોય કિંવા મંડળી હોય તોપણ; તેમનું મુખ્ય લક્ષ્ય કેવળ સ્વજ્ઞાતિ અથવા જન્મના ક્ષેત્રનોજ અવલંબન કરતું. અમુક જ્ઞાતિમાં જન્મ લેનાર વ્યક્તિ માટેજ તે પત્રિકા હતી; તેનાજ હીત ખાતર તે પત્રિકાનો જન્મ હતો; તેનાજ હીતમાં તેની સ્થીતિ તથા ગતિ હતાં; આ જ્ઞાતિપત્રિકાઓના જન્મ વખતે દેશ ભક્તિનું લક્ષ્ય ગર્ભાવસ્થામાં પણ ભાગ્યે હશે એમ મને લાગે છે. હવે આપણે એવી સ્થીતિએ આવ્યા છીએ કે આપણે એક અતિ ગંભીર પ્રશ્નનો નિકાલ કરવાની ફરજ બજાવવી પડશે. તે એ છે કે જ્ઞાતિપત્રોનો ભવિષ્યનો પરમ પુરૂષાર્થ પોત પોતાની જ્ઞાતિનીજ નાની કલ્યાણની સીમામાં રોકી રાખવો, કે અનેક નાતોના નાના, નાના, ભાગોનું સાંધણ થઇ તેમની ઐક્યતા વધારે ને વધારે પ્રમાણમાં થતી જાય તથા નાની નાની નાતો એક થાય તે તરફ આપણે જવું. હાલના અનંત વિભાગો કાયમ રહે, નાત નાતની મર્યાદા દીવસે દીવસે વધારે મજબુત બનતી જાય તે સ્થીતિ સમસ્ત આર્ય પ્રજા માટે કલ્યાણ કારક છે; કે તેવી મર્યાદાની અનંત લીટીઓ ધીમે ધીમે બારીક થઇ ભુસાઇ જાયે તેમાં આપણુ હીત રહેલુ છે ?

૩. શ્રીમદ્ ભગવત્ ગીતામાં ચાતુર્વર્ણ્ય બાબત વચન છે તે લાખો વખત કહેવાઇ ગયું છે; શ્રી ભગવાને કહ્યું છે કે, " મેં ચાર વર્ણો ગુણ તથા કાર્યના વિભાગ પ્રમાણે જગતમાં કર્યા છે." વર્ણ એટલે રંગ એમ કોઇ કહે છે, બીજા વર્ણને જ્ઞાતિ માને છે વર્ણનો અર્થ ગમે તે લઇએ તોપણ, આટલું તો નક્કીજ છે કે આપણે હાલમાં જે જ્ઞાતિ વિભાગો જોઇએ છીએ તે, વિભાગો ગુણ અથવા કર્મને આધારે પડેલા નથી હાલની નાની નાની જ્ઞાતિઓ એ કેવળ મિત્ર મંડળો જેવાં મંડળો છે. એક બીજાને સારી રીતે ઓળખાયલાં કુટુંબોનું સંમેલન તેજ જ્ઞાતિ મંડળ એવી રીતે હાલની નાની જ્ઞાતિઓ ઉત્પન્ન થયેલી જણાય છે અને સ્વરક્ષણ કંઇક આચાર વિચારના બંધારણનું રક્ષણ, કંઇ દ્રવ્યનું રક્ષણ તથા સહભોજન તથા લગ્ન માટે વર કન્યા મેળવવાની સરળતા આવા કામ અર્થે આ નાની નાની જ્ઞાતિઓ બંધાય છે. એક સંસ્કૃત કવીએ મિત્રના લક્ષણો કહ્યાં છે તે હાલના જ્ઞાતિ મંડળોના બંધારણને લગભગ ઘણે અંશે લાગુ પડે છે.

" भुंक्ते भोजयते चैव गुह्यं वक्ति शृणोति च ।
ददाति प्रतिगृह्णाति षड्विधं प्रीति लक्षणं ॥

મિત્રતા અથવા પ્રીતિનું લક્ષણ એજ છે કે એક બીજાએ ખાવું, ખવડાવવું, પોતાની છાની વાત મિત્રને કહેવી તથા તેની ગુહ્ય વાત સાંભળવી, અરસપરસ આપવું તથા લેવું આ પ્રીતિનાં લક્ષણો છે. " દદાતિપ્રતિ ગૃહ્ણાતિ"માં વર કન્યાના દાન તેમ દ્રવ્યના દાનનો સમાવેશ થાય છે. હાલની જ્ઞાતિઓ ખરી રીતે આવાં મિત્રમંડળો છે. આચાર વિચારના ભેદને લીધે આટલી બધી સંખ્યામાં પેટા વિભાગો પડયા હોય એમ લાગતું નથી અને ગુણ કિંવા કર્મની તો તે વિભાગોમાં ગંધ પણ નથી એટલે રંગનો પણ સ્પર્શ નથી.

૪. મિત્રો એક બીજાને જમાડે, કન્યા આપ લે કરી લગ્નની પવિત્ર ગાંઠથી એક બીજાના સંબંધ તથા પ્રેમને ગાઢ બનાવે. દુઃખ સુખમાં એક બીજાને દ્રવ્યની તથા બીજી રીતે મદદ કરે એ અરસપરસ મૈત્રી ધર્મ છે. જ્યારે નાના નાના રાજ્યો પુષ્કળ થઇ ગયાં, મુસાફરીની સલામતી બંધ પડી, હિંદુસ્થાન ઉપર સામ્રાજ્ય પદવી ધરનાર કોઇ શહેનશાહ રહ્યા નહી. દર વીસ પચીસ કોષને અંતરે પરરાજ્ય કે પરદેશની સીમા થઇ અને પરદેશી તરીકે જે અવિશ્વાસની વૃત્તિ સ્વભાવિક ઉત્પન્ન થાય છે તે જોવામાં આવી. (આવી સ્થિતિ હાલ પણ કાઠીયાવાડમાં ઘણે અંશે જોઇએ છીએ.) વળી રાજ્યકર્તાને પ્રજા તરફ પ્રેમભાવ રહ્યો નહી, તેઓ રાજા તરીકે પોતાના ધર્મ જાણતા નહોતા, પ્રજા સમસ્તને પોતાના હલકા ભોગો પુરા પાડવાના સાધન તરીકે તેઓ ગણતા. પ્રજા બહુ કષ્ટ વેઠી થોડું દ્રવ્ય પેદા કરે કે રાજા કર નાંખી તે હરણ કરી લે. તેમને રૈયત માટે લાગણી બીલકુલ હોય નહી આવા પ્રસંગોએ આ દેશમાં નાની નાની જ્ઞાતિઓ એટલે " ઓળખિતા મંડલો " પ્રજામાં સ્વરક્ષણ માટે નીકળી સ્પષ્ટ જણાય છે.

૫. કેટલાએક પેટા વિભાગો આર્થિક સ્થિતિ પરત્વે પણ બન્યા છે. ખાવુ ખવડાવવું એ મિત્રમંડળનો નિયમ છે. જ્યારે જ્ઞાતિ બહુ મોટી થઇ જાય ત્યારે મધ્યમ સ્થિતિના કુટુંબોને જ્ઞાતિ ભોજનનું ખર્ચ ગજા ઉપરાંત લાગે. શ્રીમાન લોકો જ્ઞાતિમાં પાંચ દશ ટકાથી વધારે ભાગ્યે હોય છે. આવી સ્થિતિમાં સહભોજનની સવડતા ખાતર જ્ઞાતિના બે અને તેથી વધારે વિભાગ પડેલા મને અનુભવથી માલમ પડયા છે. એટલે આર્થિક અશક્તિને લીધે તથા સહભોજન કરવાનું બની શકે તે સગવડતા ખાતર મ્હોટી જ્ઞાતિમાં વિભાગ પડી બેત્રણ ભાગ થાય છે. ઘણે વર્ષે તે બન્ને જ્ઞાતિઓ પ્રથમ એક હતી તે વાત વીસરી જવાય તથા એક બીજા ઉપર અવિશ્વાસ ઉભો થાય અને એક ભાગ

અને બીજા ભાગને પર જ્ઞાતિ ગણે તે સ્વભાવિક છે, તેમ થાય કે સહભોજન તથા લગ્ન સંબંધ બંધ થાય અને વખત જતાં કંઇ પણ સંબંધ તે બંને શાખાઓ વચ્ચે રહે નહી.

૬. જ્ઞાતિના વિભાગોની સંખ્યા આટલી મ્હોટી કેવી સ્થિતિમાં થઇ તે વીષે વિચાર જણાવ્યા છે તેનું કારણ માત્ર એજ છે કે આપણે ભેદની મર્યાદા નહી ઓળંગી શકાય એવી દઢ ન ગણતાં તે મર્યાદા કૃત્રિમ છે; અને સ્હેલેથી કુથી નિર્મલ થઇ શકે તેવી છે એમ આપણે જોઇએ શકીએ. હાલનો વખત તથા દેશ સ્થિતિ ધ્યાનમાં લેતાં હવે જ્ઞાતિ પત્રિકાના તંત્રિઓએ કયા આદર્શો પોત પોતાની નાતના લક્ષ ઉપર વારંવાર ઠસાવવા તે વિષે વિચાર કરીયે. મારી તો ખાત્રી છે કે હાલના સમયમાં ખરેખર રીતે એકજ ગંભીર તથા પવિત્ર ફરજ દરેક હિંદુ નેતા ઉપર, અને આર્યભૂમિ ઉપર વસતી દરેક વ્યક્તિ માટે આપણા મ્હોં આગળ ઝળકયા કરે છે તે ફરજ એજ છે કે **જન્મના ક્ષેત્ર કરતાં જન્મની ભૂમિ ઉપર સ્વઅભિમાનનું મુખ્ય અવલંબન ઠસાવવા દરેક લેખકે પ્રયત્ન કરવો.** હવે ક્ષેત્ર (જન્મની જ્ઞાતિ) જેવી ન્હાની સંસ્થામાં પોતાનું સર્વ અભિમાન મર્યાદિત કરવું તે આપણો નાશ કરવા બરોબર કર્મ છે. સ્વાભિમાનની વૃત્તિને આખી આર્યભૂમિ સુધી વિસ્તાર આપવા માટે સતત અભ્યાસ કરવા દરેક આર્યબંધુની ફરજ છે. આજસુધી હિંદુબાન્ધઓ માટે પ્રથમ પોતાનું કુટુંબ, તે પછી પોતાની જ્ઞાતિના કલ્યાણ માટે પોતે કંઇ કર્યું કે જીવન સફલ થઇ ચુકર્યું એમ આપણે માનીએ છીયે, અને આપણે તેવડીજ સીમામાં અલંબુદ્ધિ રાખીએ છીએ. એકજ શહેરમાં વસ્તી બીજી જ્ઞાતિઓ કરતાં પરદેશમાં વસ્તી પોતાની જ્ઞાતિ આપણને પ્રિય લાગે છે. આવી સ્થિતિ દેશ ઉપર એક સાંમ્રાજ્ય જવાથી નાના નાના તથા નવા નવાં રાજ્યો થોડે થોડે કાલે ઉત્પન્ન થઇ તેટલીજ વારમાં નાશ પામે એવા સંયોગોને લીધે થઇ હોય એમ જણાય છે. હવે "સમતા તથા સ્વતંત્રતા" ના સુત્રો ઉપર જે પ્રજાનું રાજ્ય તંત્ર બંધાયેલું છે તેવી મહાન્ ઉદાર બ્રીટીશ પ્રજાને આપણા ઉપર સામ્રાજ્ય ચલાવવા ઇશ્વરે નિર્માણ કરી છે તે રાજ્યે આપેલી કેળવણીથી આપણે જાણી શકીએ છીએ કે જ્ઞાતિહીત કરતાં દેશ હીત તરફ અભિમાનને વિસ્તારવાથી પ્રગતિ તથા ઉન્નતિના માર્ગો વધારે સરળ થાય છે. હવે તો જ્ઞાતિના પત્રના દરેક તંત્રીનો ઉદેશ એજ જોઇએ કે પોતાની જ્ઞાતિને દેશ સમાજના એક ન્હાના અવયવ તરીકે જાણવી અને તે સ્થિતિ જ્ઞાતિના દરેક માણસ ઉપર બરોબર ઠસાવવી.

કેવળ પોતાને માટે જન્મ લેનાર તથા જીવનાર એક સંસ્થા તરીકે જ્ઞાતિ બહુ દીવસ જીવન ટકાવી શકે તેમ નથી, અને પોતાની જ્ઞાતીને સ્વતંત્ર તથા બીજી જ્ઞાતિઓ સાથે સંબંધ વગરની સંસ્થા તરીકે કાયમ રાખવા ઇચ્છનાર તંત્રી કોઇ દીવસ જ્ઞાતિની ચડતી કરી શકે એમ મને લાગતું નથી; અને તેવા તંત્રી સમસ્ત આર્ય પ્રજાના અપકારીજ ગણાય. તમારી જ્ઞાતિથી ભારતવર્ષની ઉન્નતિ માટે, તે દેશની પ્રજાના કલ્યાણ માટે, તે દેશમાં એક સંપ વધારવા માટે શું કર્તવ્ય કર્યું છે અને હવે પછી તે દીશા તરફ જવા માટે શું કરવું તેજ વિષયનો તંત્રી સાહેબોએ સતત અભ્યાસ કરવો અને તેજદીશા તરફ જ્ઞાતિને કેળવતા જવું એજ તેમનો મુખ્ય ધર્મ છે.

૭. હું તો માનું છું કે જે જ્ઞાતિઓમાં ભોજન તથા આચાર એકજ હોય તે જ્ઞાતિઓ વચ્ચે "કેવળ અભેદ" કેવળ સજ્જડ વિભાગો રાખવાની જરૂર નથી સ્નાન વીગેરે આચાર પાળનાર તેમ તથા માંસાહાર નહિ કરનાર જ્ઞાતિઓએ શા માટે એક બીજા સાથે સહભોજન ન કરવું એનું કારણ મને સમજાતુ નથી. દ્રૌપદીની રાંધેલી રસોઇ જમવા દુર્વાસા ઋષિ ન્હોતા આવ્યા ? ધૌમ્ય ઋષિ બાર વર્ષ સુધી વનમાં દ્રૌપદીના હાથથી રંધાયેલી રસોઇ જમ્યા નહોતા ? તેમ કરવાથી તેઓને બ્રાહ્મણ વર્ણે જ્ઞાતિ બહાર મુક્યા હતાં ? નહીંજ. મનુએ પોતાની કન્યાઓમાંથી કંઈ બ્રહ્મર્ષિઓને આપી હતી; કંઇ ક્ષત્રિય વર્ગમાં પ્રજાપતિને આપી હતી તે વાત ભાગવત્ વિગેરે પુરાણોમાં પ્રસિદ્ધ છે. ભાગવતના ચોથા સ્કંધના પહેલા અધ્યાયમાં મનુનો વંશ આપ્યો છે તેમાં લખ્યું છે કે મનુ ભગવાને આકૂતિ નામની કન્યા રુચિઋષિને આપી હતી, દેવહૂતિ કર્દમ ઋષિને પરણાવી હતી અને પ્રસુતિ દક્ષ પ્રજાપતિને એટલે સત્રીય વર્ણ ને પરણાવી હતી, એટલે શ્રીમદ્ ભાગવત લખાયુ ત્યાં સુધી ગ્રંથ કર્તાના વિચારો, નાની નાની જ્ઞાતિઓને એક બીજાથી કેવળ અસંબદ્ધ, જુદી, તથા સ્વતંત્ર બનાવવાના નહોતા. એક જ્ઞાતિ બીજી જ્ઞાતિ સાથે મળી શકતી, એકજ પ્રજાના મ્હોટાં શરીરના જુદા જુદા અવયવો તરીકે જ્ઞાતિઓની સ્થાતિ તે વખતે હોવી જોઇએ. શરીરનું એક અવયવ બીજા સાથે મળી જેમ બંન્ને અવયવો એક બીજાને કામમાં આવે છે તથા શરીરનું કામ બજાવવા માટે બધા અવયવોએ એકત્ર થવું પડે છે; ત્યારેજ શરીર પોતાનું કામ કરી શકે છે. તેવી રીતે જ્ઞાતિઓ તે વખતે સ્થપાઇ હતી. એક બીજાથી કેવળ ભિન્ન કેવળ સબંધ વગરની, કોઇ દીવસે કોઇ પણ બે જ્ઞાતિનો સંયોગ થાયજ નહી એવી ભિન્ન, સીમેંટથી જડેલી મર્યાદા નાતો જાતો વચ્ચે આપણા દેશની ચડતી વખતે નહોતી તેના દાખલા શાસ્ત્રોમાં અનેક મળી આવે છે.

૮. ગ્નાતિ પત્રોના તંત્રિઓ તે ગ્નાતિના કેળવાયેલા બંધુઓ છે. તેઓ પોતે લીધેલી કેળવણીને લીધે, નાતના સદાચારનાં અંશના રખેવાળ છે, તથા નાતની ચઢતીનો રસ્તો બતાવનાર તરીકે તેમણે મોટું કાર્ય બજાવવાનું છે કાર્ય બહુ જવાબદારીવાળુ છે અને તે કાર્યનું વલણ નાત નાત વચ્ચેના ભેદના સંસ્કારોને પોષવા તથા મ્હોટા કરવા તથા દૃઢ કરવા તરફનું હોવું જોઇએ. દેશના હીત માટે સ્વદેહનો અને ગ્નાતિ દેહનો ભોગ આપવો પડે તો તે આપવા યોગ્ય છે એજ આદર્શ હવે દૃઢ થવો જોઇએ. તથા દરેક વ્યક્તિ ઉપર એજ લક્ષ્ય ઠસાવવું જોઇએ.

૯. પંડિત ભગવાનદાસ નામના એક મ્હોટા તત્વવેત્તા પોતાના Science of emotions ("ભાવનો શાસ્ત્ર") નામના પુસ્તકમાં લખે છે કે Virtues are emotions on the side of love and vices are emotions on the side of hate. એટલે રાગ, અથવા પ્રેમ તરફ વળતું કરતી વૃત્તિઓએ સદ્ગુણી ભાવનાઓ છે અને દ્વેષ તરફ વલણ કરતી ભાવનાઓ તે દુર્ગુણ છે. હવે જો હાલની નાની નાની ગ્નાતિઓના કુંડાલામાં આપણે પોતાનું અભિમાન રોકી રાખીએ; તે અભિમાન, તે અહંતાને, પોતાની ગ્નાતિ બાહાર બીલકુલ વિસ્તરવા દેઇએ નહિં; તો આપણને બીજી ગ્નાતિના સ્ત્રી પુરૂષો માં રાગ કે સ્નેહ કેવી રીતે ઉત્પન થાય ? નાતની મર્યાદામાં સ્વાભિમાન ને રોકયાથી આપણી દૃષ્ટિ મર્યાદા અતિ સંકુચિત બની છે તથા આપણે આર્યભૂમિના બીજી ગ્નાતિના પોતાના બધુઓ પ્રતિ અવિશ્વાસથી અને કેટલીએક વખત દ્વેષથી જોતાં શીખીયે છીએ પણ તેમ કરવું, તે એક દુર્ગુણ છે એમ ભગવાનદાસ બતાવે છે, અને તે દુર્ગુણ નાશ તરફ આપણને ખેંચી જાય છે. માટે તંત્રીઓની, પોતાની ગ્નાતિના આગેવાનો તરીકે પવિત્ર ફરજ છે કે તેમણે આ દુર્ગુણનો ગ્નાતિ જનમાંથી સમૂલ નાશ કરવો.

૧૦. ગ્નાતિ રૂપી નાના તલાવડાઓમાંથી અહંતારૂપી પાણીને મોટો વિસ્તાર આપી દેશ સમસ્તની સરહદ સુધી લંબાવી દેશાભિમાનના મહાસાગરનું તેને એક બિંદુ બનાવવું તેજ ભવિષ્યનો હિંદુસ્થાનની સમસ્ત પ્રજાનો આદર્શ હોવો જોઇએ તેના સમક્ષ બીજા બધા આદર્શો ગૌણ છે આ પ્રમાણે અભિમાનને વિસ્તારવા સારૂ શી યોજના કરવી તે શોધી કાઢવાનું કામ સ્હેલું નથી. મારાં માનવા પ્રમાણે શરૂઆતમાં દરેક ગ્નાતિ પત્રના તંત્રીએ પોતાની તથા બીજી એક ગ્નાતિને જે પોતાની ગ્નાતિ સાથે ઘણોજ નીકટનો સંબંધ ધરાવતી હોય તેના આચારો વિચાર, શીલ, વૃત્ત, આર્થિક સ્થીતિ, મનનાં સ્વાભાવિક વલણો, પત્રિકામાં હમેશાં સરખાવવાં તથા તે બન્ને ગ્નાતિમાં સામાન્ય

અંશો શોધી કહાડી તે વારંવાર જ્ઞાતિબાહ્ય બ્હેનો ઉપર ઠસાવવા તથા વિરોધી અંશો હોય તો તે કેવા ગૌણ છે, કેવા બીન જરૂરી છે તે સ્પષ્ટ દર્શાવવા પ્રયત્ન કરવો. ઘણે ભાગે ન્હાની ન્હાની પેટા જ્ઞાતિઓમાં આચાર વિચાર શીલ તથા વ્રતમાં ભેદના અંશો બહુજ થોડા હોય છે. ઉંચા નીચાનું મિથ્યા અભિમાનજ એક બીજા વચ્ચે ભેદ કાયમ રાખે છે પ્રથમ આવી જ્ઞાતિઓ વચ્ચે ભોજન તથા કન્યાદાનની મર્યાદા કહાડી નાંખવી જોઇએ. આર્થિક સ્થીતિથી કે સગવડતા ખાતર જ્ઞાતિ ભોજન માટે બંન્ને જ્ઞાતિને જોડવાનું બને નહિ તો હરકત નથી, પણ ભેદ વૃતિ જવી જોઇએ.

૧૧. દક્ષિણ દેશની જ્ઞાતિઓમાં જ્ઞાતિ ભોજનનો નિયમ બીલકુલ નથી. સહ ભોજન, વ્યવહાર ઉપર આધાર રાખે છે. એટલે જે કુટુંબોને અરસપરસ જમવા જમાડવાનો સંબંધ હોય તેવા કુટુંબોજ એક બીજાને જમવા બોલાવે છે આખી જ્ઞાતિને નહિ. જ્ઞાતિના પેટા વિભાગો ગુજરાત કરતાં ઘણાંજ કમી છે આચાર એટલે રહેણી કરણીના નિયમો પણ આપણા કરતાં ઉદાર છે બધી જાતના બ્રાહ્મણો એક બીજા સાથે જમવા બેસી શકે છે. રૂષિ જેવા આચરણવાળા પ્રોફેસર કર્વેએ એક બાલ વિધવા સાથે ઘણા વર્ષ ઉપર પુનર્લગ્ન કર્યું હતું તેમના બાલકોને તેમની જ્ઞાતિમાં કન્યા આપનાર બ્રાહ્મણો મળ્યા છે. તે દેશમાં ગુજરાત જેવી કઠણ મર્યાદા જ્ઞાતિ, જ્ઞાતિ વચ્ચે નથી. એક બીજાની બ્હારની રહેણી કરણી ઉપર ગુજરાતમાં જેટલું ધ્યાન અપાય છે તેટલું ધ્યાન ત્યાં અપાતું નથી. ગુજરાતની ન્હાની ન્હાની પેટા જ્ઞાતિઓએ આ દક્ષિણની રૂઢી અનુકરણ કરવા લાયક છે. સહભોજનમાં ભેદ માત્ર વનસ્પતિ આહાર તથા માંસ આહાર ને અવલંબી ઠરાવવો જોઇએ. એમ મને લાગે છે. સંસારમાં આત્મા સિવાય બીજો કોઇ પણ પદાર્થ નિત્ય નથી, સંસાર હમેશાં અનિત્યજ છે, ત્યારે ન્હાની ન્હાની જ્ઞાતિની મર્યાદાઓ, જેની હવે કંઇજ જરૂર નથી અને હાલના વખતમાં જ્ઞાતિનાં લાભો કરતાં તે મર્યાદાઓ ગેરલાભ વધારે છે, તેમને અદશ્ય કીજ જોઇએ, હિંદુ ધર્મમાં મુખ્ય પુરૂષાર્થ "મોક્ષ" ને માન્યો છે. બંધનમાંથી છુટકો થવો તે "મોક્ષ" છે. શરીર, મન, પ્રાણ, બુદ્ધિ બધાને એક સરખો મોક્ષ વ્હાલો છે. અને "મોક્ષ" જ મુખ્ય કલ્યાણ છે; તેથીજ સર્વે ગુણો પરિપંરા ખીલી નીકલી શકે. માટે જે બંધનો હવે નિરૂપયોગી લાગે તે રદ કરવાની જરૂર છે. પરમપુરૂષાર્થ "મોક્ષ" ને માનનાર આર્ય પ્રજા એવી હલકી સ્થીતિએ આવી પોહોંચી કે તે પ્રજાની કોઇ વ્યક્તિને કોઇપણ વ્યવહાર કે વર્તનમાં બીલકુલ છુટ રહીજ નથી, એવો સમય આવી લાગ્યો છે.

જ્યાં જાય ત્યાં તેને માટે બંધનજ નિર્મિત છે. જાણે મહામાયા એ "મોક્ષ"ને પરમપુરૂષાર્થ ગણવા માટે આપણા ઉપર કોપ કેમ ન કર્યો હોય, તેમ હિંદુ બાઇઓને દરેક કામમાં વ્હેમનું બંધન, વિઘ્ન નાંખે છે. સારા દીવસ વગર બહાર જવાય નહિ તેવો વ્હેમ; પોષાકમાં વ્હેમ, મુસાફરીમાં વ્હેમ, તેમના વ્હાલા દેવ દેવીઓ બાબત પણ વ્હેમ ને વ્હેમજ. જાણે કે અમુક રીતે વર્તવાથી કુલ દેવ કે દેવી ને કોપ થશે. આપણા દેવ દેવીઓ પણ જાણે ભેદ-વ્હેમ-તથા ક્રોધના અવતાર જન હોય ! ! એવા એવા વ્હેમોએ મોક્ષને ઓરે પણાથી હજારો ગાઉ દુર કર્યો હતો. ભગવત કૃપાથી હવે તે મોક્ષરૂપી સ્વતંત્રતાને આપણે ફરીથી મુખ્ય દેવી તરીકે સ્થાપવી જોઇએ અને દેશના બધાભાઈ બહેનો તરફ અબાધિત પૂર્ણ બંધન વગરનો પ્રેમ અંતઃકરણમાં ઉદ્‌ભવવો જોઇએ.

## બીજો ઉદ્દેશ.

"૧૨" હાલના સમય ને માટે સ્ત્રી કેલવણી એ બીજો લક્ષ્ય બન્યો છે. સ્ત્રી કેળવણી તરફ હવે બધી જ્ઞાતિઓએ ધ્યાન આપવાની જરૂર છે. મને જુની પદ્ધતી પ્રમાણે કેળવાયલી આર્ય સ્ત્રીઓ માટે બહુજ અભિમાન છે. પતિ માટે જ કેવળ જીવન ધરવું એ વૃત્તિ આર્યા પત્નીમાં જેવી અને જેટલી ખીલી છે તેવી બીજી પ્રજામાં ખીલી નથી એમ હું માનું છું. પતિ માટે સર્વસ્વનો ત્યાગ તે આર્ય સ્ત્રીઓનો એક સ્વભાવ બની ગયો છે હું પતિ પાછળ પ્રાણ આપનાર આર્યાઓની સંખ્યા ભારત ભૂમિમાં જેટલી થઇ છે તેનો સોમો ભાગ બીજી કોઇ પ્રજામાં જોવામાં આવ્યો નથી પણ આપણી અધોગતિના વખતમાં આપણા પુરૂષોએ સ્ત્રીના આ સદ્‌ગુણોનો ઉપયોગ કર્યો. તેઓ સ્વાર્થી તથા મિથ્યાભિમાની બની ગયા તથા પોતે જાણે સ્ત્રીવર્ગ કરતાં સ્વાભાવિક રીતે બહુ ઉંચા હોય એમ માનવા માંડ્યું.

હવે સ્ત્રી વર્ગને પુરૂષોએ દેશના પ્રગતિ માર્ગમાં પોતાના એક પરમ મિત્ર તરીકે તૈયાર કરવાની જરૂર છે, સ્વાર્થના ભોગની જે વૃત્તિ તેમનામાં ઘણા લાંબા કાળના અભ્યાસથી સ્વભાવરૂપ બની રહી છે, અને જે ઉંચી વૃત્તિની ઉપાતીનું તેમને ભાન પણ ભાગ્યે હોય છે, તે ઉચ્ચ સદ્‌ગુણનો સદ્‌ભાવ તેઓ જાણતા શીખે તથા તેમનામાં સ્વમાનની વૃત્તિ પણ થોડે અંશે આવે એમ હવે પ્રગટવા લાયક છે પોતાની કીંમત છેક હલકી આંકવાની વાત હવે નીકળવી જોઇએ. બુદ્ધિ બળમાં છેલ્લા વર્ગના પુરૂષ હોય તે પણ પહેલા વર્ગની સ્ત્રી

કરતાં "પુરૂષ હોવાથી" ચઢીયાતો ગણાય તે વીચારને તિલાંજલી આપવાનો હાલનો વખત છે. તો પણ આર્ય માતા તથા પત્ની તરીકેના તેમને વારસામાં મળેલા સદ્‌ગુણો કાયમ રહી સ્વમાનની વૃત્તિ ખીલે તેવા પ્રકારની કેળવણી સ્ત્રી વર્ગને જોઇએ. હિંદુ કુટુંબનું સાદુ જીવન, ઘરના બધા કામોમાં પ્રવીણતા. બાળકો ઉછેરવાની કળા, રસોઇનું શીક્ષણ, એટલે ગરીબ ઘરમાં માતા, પત્ની તથા બ્હેન તરીકે કેમ જીવન ગાળવું તે શીખી તેની સાથે પોતાપણાના અભિમાનની વૃતિ ખીલે તેવી કેલવણીની જરૂર છે આવી કેળવણી આપતી સંસ્થા હાલ તો પ્રોફેસર કર્વેનો મહિલાશ્રમ મને જણાયો છે ત્યાં પેટા જ્ઞાતિઓને લઇને મિથ્યા ઉંચાઇના અભિમાનની વૃત્તિ પોષવામાં આવતી નથી નાની વયની કન્યાઓના વાળ મ્હોટી ઉમરની કન્યાઓને રોજ વાળવાના તેથી ભગિનીપણું વધે છે. દળવું, ખાંડવું. રસોઇ કરવી, વીગેરે આપણું જુનું સિક્ષણ મળે તે સાથે સ્વમાનની વૃત્તિ ખીલવે છે. પોતાનું લગ્ન થયું કે જન્મ સાર્થક થયો એવી વાત કમી થાય છે. દેશની વૃદ્ધિમાં સ્ત્રીઓ સો અંશોમાં પચાસ ટકા હિસ્સો દેનાર વ્યક્તિઓ છે એવું સ્વમાન તેમનામાં કેળવણીથી ખીલવાય છે. બધી કન્યાને ભોજન લગભગ એક સરખું સાદુ તાલેવંત તથા ગરીબ બધા સરખા, એવી સમતા જે પશ્ચિમ દેશોએ ખાસ કેળવેલો સદ્‌ગુણ છે તે વ્યવહારમાં શીખવાય છે, તથા હાથે કામ કરવું એમાં કંઇ હિણપત નથી તે શીખવાય છે, અને વળી આપણી જુની સાદાઇ, તથા લજ્જાના ગુણો કાયમ રહે તેમ તે સંસ્થામાં તથા ઘર કામની કલાઓ શિખવાય છે. ગુજરાતમાં આવી સંસ્થા દરેક મ્હોટી શહેરમાં ઇશ્વર કૃપાથી સ્થપાય તથા તેવી સંસ્થાઓ સ્થાપવાની પ્રેરણા ઉત્પન્ન થાય એ તરફ પોતે પોતાની જ્ઞાતિના મંડળોનું ધ્યાન ખેંચવાની હવે જરૂર જણાય છે. હવે મહિલાશ્રમમાં ખોરાક ખરચ દર કન્યા દીઠ રૂ. ૬ તથા રોટલી ખાનાર માટે રૂ. ૭ આવે છે. આપણા ભાગમાં ધર્માદા ફંડમાંથી ચાલતી સંસ્થાઓમાં પણ ખોરાક ખરચ આથી વધારે થાય છે હદીઓના ભોગ ભોગવવા તરફ મન ના જાય માટે કેવળ સાદો આહાર વિહાર, તેમજ વૃત્ત તથા વિચારની શુભિકામાં ઉચ્ચ જીવનઃ તે સાથે પોતાના ગુજરાનનું સાધન મેળવવા ઇચ્છનાર કન્યાઓને ટ્રેનીંગ કોલેજની પરીક્ષા માટે યોગ્ય તથા નર્સિંગ માટે યોગ્ય શિક્ષણ તથા ઉંચી કેળવણી માટે યોગ્ય શિક્ષણ આપવાનાં સાધનો છે, હું માનું છું કે ખરચ પુરતા પૈસા દરેક કન્યા પાસેથી લેવાની સરતે ગુજરાતના શહેરોમાં તેવા આશ્રમો સ્થપાય તો હાલના વખતને અનુકુળ કેલવણી મળવાનાં સાધન સ્ત્રીવર્ગને મળી શકે અને તેવી સંસ્થા બીજાની પૈસા સંબધી

મદદ વગર ચલાવી શકાય; માત્ર શુદ્ધ વૃત્ત ઉત્સાહ તથા ઉંચી કેલવણીવાળા મનુષ્યોએ આ વાત ઊચકી લેવી જોઇએ.

"૧૩" આ બંને બાબિતો કરતાં સૌથી વધારે અગત્યની કેલવણી ચારિત્ર્ય તથા વૃત્ત સંબંધી છે. આપણા જીવનમાં સારા ગુણોની સ્થીતિ કરતાં તે તે ગુણોના આભાસોની સ્થીતિ વધારે જોવામાં આવે છે. પોતાનામાં હોય તેના કરતાં પવિત્રતા તથા સત્ય તથા ધર્મ વધારે છે એમ બતાવવાની વાસના દરેક આશ્રમ તથા વર્ણમાં પડતીના વખતમાં ઘર કરીને રહી છે. ભોજનના પદાર્થો માટે સખ્ત નિયમો તથા વ્યવહાર કોની સાથે રાખવો તે બાબત સખ્ત નિયમો દરેક જ્ઞાતિમાં છે, પણ પોતાની જ્ઞાતિમાથી દંભ કહાડવો સરળતા વધારવી અસત્ય વચન તથા અસત્ય આચારને હાંકી કાહાડવા, અને સત્ય, ઉદારતા, સ્વાર્થભોગ તથા આર્જવની વૃત્તિઓ ખીલવવી, એ તરફ થોડી જ્ઞાતિઓ લક્ષ આપે છે. ખરું જોતાં જ્ઞાતિનું કામ પોતપોતાની જ્ઞાતિની વ્યક્તિઓમાં સદાચાર આવે તથા ખીલે તેવો છે.

"૧૪" સારાંશમાં હાલના સમયમાં આપણી જ્ઞાતિઓ માટે જ્ઞાતિપત્રોએ ત્રણ મુખ્ય ધર્મો બજાવવાના છે.

"૧" નાની જ્ઞાતિઓમાં જન્મને અવલંબીને ભેદવૃત્તિઓ ઘણા વર્ષોથી ઘર કરી રહી છે તેને ક્ષીણ બનાવી આચાર વિચારશીલ બનાવી તથા વૃત્તમાં મળતી હોય તેવી બીજી જ્ઞાતિઓ સાથે ધીમે ધીમે પોતાની નાતને જોડીનાંખવા તરફ કેળવવી અને જ્ઞાતિ કરતાં સ્વદેશનું અભિમાન વધારે ઉંચુ તથા શ્રેયસ્કર છે એમ ઠસાવવું.

"૨" જુનિ રૂઢી પ્રમાણે કેળવાયલી સ્ત્રિઓની સાદાઈ, લજ્જા, સહનશીલતા, ધૈર્ય, તથા પતિ તથા કુટુંબ પારાયણતાના ગુણો કાયમ રહી તે સાથે સાત્વિક સ્વમાન તથા પશ્ચિમનો ઉત્સાહ તથા કાર્યદક્ષતા સ્ત્રિવર્ગમાં આવતાં જાય તેવા માર્ગ લેવા.

"૩" આપણા જીવનમાં કંઇ અંશે આચાર તથા સદ્‌ગુણના કેવળ આભાસોયે પડતી વખતમાં ઘર કર્યું છે તેનો નાશ કરી આચારના ખરા નિયમો તથા સદ્‌ગુણોનાં ખરાં સ્વરૂપો સમજાવી ચારિત્ર્ય તથા વૃત્ત કેળવવા તરફ લક્ષ આપવું

"૧૫" હાલનો સમય રાજ્ય, જ્ઞાતિ કે કુટુંબમાં એક માણસની સત્તા હોવી એ નિયમને અનુકુલ નથી. વર્તમાનકાળ પ્રજા સમસ્ત એકસરખી રીતે

બધી સત્તા પોતાની શક્તિ પ્રમાણે ભોગવે તે માટે અનુકુલ છે માટે કેળવણી વૃત્ત, તથા ચારિત્ર્યની ખીલવણીની જરૂર છે. સંસાર હમેશાં અનિત્ય તથા ફરનાર છે અને નિવૃત્તી માત્ર તથા ઇશ્વરભક્તિ શીવાય શાંતિ મળવાની નથી. નિત્ય તો એક પરમાત્માજ છે અને તેજ રહેવાનો. સ્વરાજ્યથી સત્તા મળે પણ તેથી સુખ મળશે એમ નક્કી કહેવાય નહી. આપણી વર્ણાશ્રમ સંસ્થાઓ સ્થપાઇ ત્યારે તેમની જરૂરીઆત હતીજ. સંસારમાં સ્વાતંત્ર્યથી અર્થ તથા કામ એટલે ભોગના સાધન તથા વિષયોગે ઉપભોગ એ સીવાય બીજું કંઇ મળવાનું નથી અને તેતો હમેશાં નાશવંતજ રહેવાનાં. ધર્મ સિવાય પ્રવૃત્તિ-માર્ગમાં જીવન જેમ પશુ જેવું બને છે તેમ નિવૃત્તિ શીવાય વૈરાગ્ય સિવાય, અર્થ તથા કામની વાસનાઓનો ક્ષય કર્યા સિવાય શાંતિ મળવાની નથી, એ આપણો પ્રાચીન સિદ્ધાન્ત નિત્ય છે, તે કોઇ દીવસ બદલાવાનો નથી, પણ હાલના સમયને ઉચિત શિક્ષણ એજ છે કે દરેક વ્યક્તિયે પોતાની શક્તિ અનુસાર પોતાનામાં ગુપ્ત રહેલા ગુણોની સંપૂર્ણ ખીલવણી કરવી. જ્ઞાતિ લિંગ કે વયને લીધે પોતાના સ્વભાવિક ગુણોની ખીલવણી કરવામાં કૃત્રિમ બંધનોની અડચણો જોઇએ નહી, માટે હાલના સમયમાં જ્ઞાતિના બધા જનોમાં તેમજ સ્ત્રિવર્ગમાં "સમતાનો આદર્શ" તથા "સ્વમાન"નો આદર્શ કેળવવો જોઇએ.

આપણા આર્ય રૂષિયો લખી ગયા છે તે વચનો પ્રમાણે હવે બધી જ્ઞાતિઓ ચાલે એવી ઇશ્વરની પ્રાર્થના કરી હું વિરમવા રજા લઉછું.

ॐ संगच्छध्वं, संवदध्वं, संनोमनांसि जायताम्

આપણે એકસંપથી એક પ્રજા તરીકે આગળ વધીએ, એક પ્રજા તરીકે એકજ વચન ઉચ્ચારીએ તથા આપણા સર્વેનાં મન એક થાય. ॐ શાંતિઃ ॥



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા—અમદાવાદ.

કલકત્તા અને મદ્રાસનાં સમગ્ર હિંદનાં આયુર્વેદિક પ્રદર્શનોમાં સોનાનો ચાંદ મેળવનાર

# ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ.

શાસ્ત્રીય દેશી દવા બનાવનારા.

એલફીન્સ્ટન રોડ, મુંબઇ.

દરેક જાતની શાસ્ત્રીય દવાઓ ઘણા જ કીફાયત ભાવે મળશે.

## ચંદ્રપ્રભા ગુટી.

મૂત્રાશયના તમામ વ્યાધીને તત્કાળ દૂર કરે છે.

તો. ૧ની કીં. રૂ. ૧—૦—૦.

## મંદાગ્નિવટી.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake ! Arise ! Stop not Until the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ્.

વર્ષ ૯ મું.] અકટોબર ૧૯૨૬. [અંક ૪ થો.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂા. ૧-૪-૦.

તંત્રીઃ—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ. બી.

પ્રકાશકઃ—જીવનલાલ માધવલાલ ઠાકોર,

ગાયવાડી, ગિરગામ, મુબઈ નં. ૪.

---



---

પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ.

પ્રેસનું નામ—શ્રી "સરસ્વતી" પ્રેસ, ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર.

પ્રગટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગીરગામ—મુંબઇ નં૦ ૪.

નિજ બંધુ વિષે બહુ હેત વધો,
નિજ જ્ઞાતિ વિષે બહુ પ્રેમ વધો;
નિજ કર્મ વિષે બહુ ભાન વધો,
નિજ ધર્મ વિષે બહુ ધ્યાન વધો." ૪

અભિનંદન વાચકવૃંદ પ્રતિ!
અભિનંદન જ્ઞાતિ સમુદ્ર પ્રતિ!
અભિનંદન અંતર હેત ભર્યું!
અભિનંદન આજ—ત્રિમાસિકનું! ૫

ધીરજલાલ ચીમનલાલ દેસાઈ.

---

## ગુલાબ.

(કોઇ કહો એ કોયલડી ને ગાયા કરે—એ રાહ.)

"કહો ગુલાબની કળીને"

કોઈ કહો એ ગુલાબ-કળીને ખીલ્યાં કરે,
ખીલ્યાં કરે
રસ ઝીલ્યાં કરે— કોઈ કહો૦
રસથી ભરપુર કળી એ ખીલતી,
સઘળે સુગંધી ફેલાવ્યા કરે— કોઇ કહો૦
મંડપની છાયામાં એ ખીલ્યા કરે,
ગુલાબની ડાળીએ, એ ટીંગ્યા કરે— કોઈ કહો૦
ટીંગ્યા કરે
રસ સીંચ્યા કરે— કોઇ કહો૦
મધુરું ગુલાબ વૃક્ષ ખીલ્યાં કરે,
બસ ખીલ્યાં કરે,
સુગંધ આપ્યાં કરે— કોઇ કહો૦

મહેશચંદ્ર માણેકલાલ દેસાઈ.

# દીન દયાળ દેવશર્માનું છેલ્લું વીલ.*

(સંપાદક—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ , એલએલ. બી.)

[ ઉક્ત મહાપુરૂષે પૈસો ટકા તથા ઘરબાર વગેરે સંપત્તિને તુચ્છ ગણી છે. પોતાના વીલ ઉપરથી તેઓ જગતને બતાવી આપે છે કે પરમેશ્વરે મનુષ્ય માત્રને આનંદ તથા સુખના સાધન કેટલાં બધાં સોંપ્યાં છે!]

૧ હું દીન દયાળ દેવશર્મા, પૂરી સાવધાનીમાં હોઇને, આ જગતમાં જે જે મીલકતમાં, મ્હારો ભાગ, હિસ્સો કે ભોગવટો છે તે સઘળાની વ્યવસ્થા મ્હારા તેમજ મ્હારી પછીના સ્ત્રીપુરૂષાદિના લાભ માટે કરવાના હેતુથી આ મ્હારૂં છેલ્લું વીલ યાને વસીયતનામું, મ્હારી રાજીખુશીથી કરૂં છું.

૨. આ સંસારમાં, અને કાયદાના મોટા ભારે ભારે પુસ્તકમાં જે ચીજ તે પૈસો, પુંજી યા મિલ્કતને નામે ઓળખવામાં આવે છે, અને જે અત્યારે મ્હારી પાસે બેસુમાર છે તે ચીજને મ્હારા મનથી હું વિસાત વગરની અને ખાસ સુખકારક નહિ લેખતો હોવાથી, તે સંબંધી કાંઇ પણ વ્યવસ્થા કરવા ઇચ્છતો નથી.

૩. આ પૃથ્વી ઉપર આ અવતારે જે જીવવાનો હક છે તે કાયદા મુજબ ફકત મરણ પર્યંતનો હક Life Interest હોવાથી તેની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરવાનો કાયદેસર હક મને પ્રાપ્ત થતો નથી.

૪. હવે તે શિવાયની ચીજોમાંથી સર્વ માતા તથા પિતાને વખાણના જે મધુરા શબ્દો, તથા લાડ અને વ્હાલના વિચિત્ર નામો, તેમની ભાષામાં છે, તે સઘળા, તેમનાં બાળકોના ઉપયોગ માટે, તેમને ટ્રસ્ટી તરિકે આપી જઉં છું.

૫. જંગલનું લીલું ઘાસ, મેદાનમાં ઉગેલા જાતજાતના ફુલના છોડ સર્વે બાળકોને અસલથી ચાલતા આવેલા રમવાના હક સહિત તેમના સ્વતંત્ર કબજા અને ભોગવટામાં સોંપી જઉં છું; પરંતુ તે સાથે તેમને ફરમાવું છું કે તેમાં ઉગતા થોર અને કેવડાના કાંટાથી તેમણે દૂર રહેવું. આ સઘળો કબજો ભોગવટો તથા હક ફકત તેમનાં બચપણના સમય સુધી જ તેમને આપું છું.

* અંગ્રેજી ઉપરથી વધઘટ સાથે અનુવાદ.

૬. વળી ઉપર કહેલા જ બાળકોને, ઉપર લખેલી જ સરતો સાથે, તથા ચેતવણી સહિત, હું સમુદ્રનો સુંદર કીનારો, તળાવનો તટ, નદીની રેતી, ડુંગરની કરાડો, ન્હાનાં ન્હાનાં નાળાં અને ઝાડ ઉપરના જાતજાતનાં પક્ષીઓ આપતો જાઉં છું, પણ તે સાથે ફરમાવું છું કે ઝાડ કે જળના કોઇ પણ પંખી પ્રાણીને તેમણે કદી ઇજા કરવી નહિ.

૭. વળી હજાર રીતે કલ્લોલ કરવા માટે લાંબા લાંબા દિવસો, આનંદમય રાત્રિ, શીતળ ચંદ્ર, અને જોઇ જોઇને અચંબો પામવા તથા તરંગો બાંધવા દૂધમય આકાશગંગા પણ, મ્હારાં વ્હાલાં બાળકોને જ સોંપતો જાઉં છું; પરંતુ સદાહુ વસ્તુઓ ઉપર નવાં પરણેલાં વરવહુનો હક્ક ર્‌હેશે છે. જે સંબંધી ઉલ્લેખ હવે પછી આવશે; વળી દરેક દરેક બાળકને આકાશમાંનો એકાદેક તારો પોતાનો કરી લેવાનો અખતિયાર આપતો જાઉં છું અને તેમના માબાપને ફરમાવું છું કે આ તારાનું નામ બાળકને શીખવવું; કે જેથી કરીને ખગોળશાસ્ત્ર શીખ્યા અને ભૂલ્યા પછી પણ, તે તેમને યાદ રહે.

૮. બાળક મટી, રમવા યોગ્ય થયલા છોકરાંઓને, તેમની સંયુક્ત અને મઝીયારી મિલ્કત તરિકે, સઘળા ખુલ્લા મેદાનો અને હરિયાળી ભૂમિ, હોડી ફેરવવા યોગ્ય તળાવ અને નદીઓ, તેઓ છોકરવાદ મટી પુખ્ત વયના થાય ત્યાં સુધીના ઉપયોગ માટે આપુ છું, અને તેમને ફરમાવું છું કે આ મેદાનો ઉપર ફુટબોલ, ક્રીકેટ વગેરે મરદાઇની રમતો તેમણે રમવી.

૯. વળી આજ છોકરાઓને પગે ચાલીને, ઘોડે કે સાઇકલપર બેસીને, કે ટ્રેન યા સ્ટીમરપર જઈને દૂર દૂરના ભાગોમાં મુસાફરી કરવાનો હક્ક બક્ષુ છું. વળી પોતાના ઘરની એકાદી બ્હારી પોતાની કરી લઇ, તેમાંથી વાદળની અંદર જાત જાતના આકાર જોવાની, અને તે વખતે ચિંતા માત્રને ટાળી મુકવાની પણ રજા આપું છું.

૧૦. પ્રેમી યુગલો અને રમણુ રમણીઓને, હું તેમની કાલ્પનિક સૃષ્ટિ, સર્વ હક્ક સહિત સોંપું છું. તેમના પ્રેમને, અથવા તો આશકમાશુકને ઉપમા આપવા માટે ચંદ્ર સૂર્યથી માંડીને કે પગની રજ સુધીને સર્વ ચાલે વાપરવાનો તેમનો અધિકાર હું સ્વીકારૂં છું. એક બીજાને ભેટ આપવાને ગુલાબનું ફુલ કે કાચી કળી પણ લેતા તેમને કોઇએ અટકાવવા નહિ, એવું ફરમાવું છું.

૧૧. યુવાન પુરૂષો, જેઓનાં ટોળાં બહાદુર પણ ધીકાં ટોળાં ઠેર ઠેર જોવામાં આવે છે, તેમને ધમાધમ અને ધીંગાણવાળી સ્પર્ધાની સર્વ રમતો

સોંપતો જાઉં છું વળી તેમને નબળાઇનો તિરસ્કાર, તથા પોતાના બળમાં વિશ્વાસ રહો એમ ઇચ્છુ છું. અને જો કે તેઓ ઉતાવળીઆ તથા તોછડી રીતભાતવાળા છે, તોપણ ટકી રહે તેવી મૈત્રીના તેમને હું અધિકારી લેખું છું. વળી નાટક કે સાહિત્યના ઉત્તમ ગાયન કે ગીત હરતાં ફરતાં લલકારવાનો હું તેમને સ્વતંત્ર હક્ક બક્ષું છું.

૧૨. અને જેઓ બાળક નથી, યુવક નથી કે રમણ પણ નથી, તેઓને હું તેમનાં જૂનાં સ્મરણો સોંપી જાઉં છું; વળી તેમને ભોજા ભગતના ચાબખા, કે અખાની કવિતા, અથવા તો ભગવદ્‌ગીતા અથવા યોગવાશિષ્ઠ વાંચવાનો અગર તો તેમના બીજા કોઇ પ્રિય લેખક હોય તો તેમનાં પુસ્તકો ફરી ફરી વાંચવાનો, અને તેમ ન બને તો, અર્ધ જાગ્રત સ્થિતિમાં તેના પાનાં ઉથલાવવાનો સ્વતંત્ર અધિકાર આપું છું. વળી આજ મનુષ્યો કે જેઓ બાળક નથી, યુવક નથી, કે રમણ પણ નથી, અને જેઓ ઉતરતી અવસ્થાને પ્રાપ્ત થયા છે, તેમને હું આ દુનિયા અને તેમાનું જીવન કેવું દુર્લભ છે તેનું અનુભવ સિદ્ધ જ્ઞાન આપી જાઉં છું.

ઉપરનું લખાણ મ્હેં મ્હારી રાજી ખુશીથી તથા પુરા સાવધાનીમાં કર્યું છે. કારણ કે વીલ કરવા માટે મ્હારા છેક અંતકાળના સમયની, કે જે વખતે માણસનું ચિત્ત આ દુનિયા કરતાં પેલી દુનિયામાં વિશેષ હોય છે, તે વખતની રાહ જોઇ નથી.

દીન દયાળ દેવશર્મા.

---

## જાનકી.

( આધુનિક સંસારનું એક દશ્ય. )

(લેખક—રા. હરિપ્રસાદ કીરપારામ ઠાકોર, બી. એસ. સી., એલ. સી. ઈ.)

'જાનકી! જાનકી!' કાશીમાએ ઘરમાંથી બૂમ પાડી.

'જાનકીઇ ઇ ઇ...' હરિલાલભાઇએ બારીએ ડોકીયું કરી પોળમાં બૂમ પાડી; પણ રમવાના નાદમાં જાનકી સાંભળે શેની?

'અરે જાનકીઇ ઇ...; આતો કોઇ સાંભળતી નથી. રામલાલ જરા કહેને છોડે બોલાવે છે '

રામલાલ ઉઠયો અને ચાર પાંચ ઘર આઘે એટલે રમતી જાનકીને બોલાવી. પાસે આવતાં હરિલાલભાઇએ કહ્યું 'કેમ જાનકી સાંભળતી નથી?'

જાનકી હસતી હસતી છલંગો મારતી ઘરમાં દોડી.

ગોકને ઉમરે પગ દેતાં જ કાશીમાએ વધાવી-'કયાં રખડતી હતી તે આટલી બૂમો પાડી સાંભળતી નથી?'

'અહ્યું બા, કોઇ દહાડોએ રમીએ કે નહિ? આજ રવિવાર છે ને નિશાળ નથી તે થોડું ગયાં હતાં રમવા!' જાનકી માના સામું જોઈ હસતી બોલી.

'પણ જમવાની વખત થઇ તેનુંયે ભાન છે?' પોતાની એકની એક અને લાડકવાઇ દીકરીના ઉપર મ્હોડેથી ક્રોધ બતાવતાં પણ મમતાથી હસતી આંખોવાળાં-કાશીમા બોલ્યાં.

'આવી જ તો બા. ચાલ ન્હાઇ લઉં?'

'હા. ને થાળી પાટલા માંડ."

ચપળ જાનકી ઉન્હા પાણીની દેઘડી લઇ, શરીર ઝપાટામાં ચોળી, મારો પહેરી આવી. જુઓ તે કેવી ઝડપથી અને સફાઇથી કામ કરે છે! આ મ્હણે ચાલી પાટલો લાવવા આંખોના પલકારામાં થાળીવાડકી મૂકમાં અને પાણીનો લોટો ભરી લાવી અને ચુસ્તી ઓય ઉપર છલગો મારતા હરણના જેવી ચંચળાઇથી બાપને બોલાવવા દોડી. કાશીમાની આંખની કીકી તેની પાછળ જ ફરતી હતી અને પુત્રીની કુશળતા જોઇ મ્હોં મલકાતું હતું.

આઠ વર્ષની જાનકીનું મ્હોડું ધારીલું અને નાક આંખ અણિશુદ્ધ અને તેજસ્વી હતાં. અતિ હરણ જેવી ચપળ હતી અને સમગ્ર શરીર-રચનામાં આગળ જતાં ઘણા સ્વરૂપની ઝાંખી થતી હતી. તે એકની એક પુત્રી હતી પણ ખોટાં લાડ ન્હોતાં. તે બીજી છોકરીઓની જોડે નિશાળે જતી અને ઘરમાં માને કામ કરવા લાગતી.

* * * * * * * *

સુધરેલી અને કેળવાયલી ગણાતી નાતમાં છોકરીઓનાં લગ્ન બહુ વ્હેલાં થતાં નહિ અને પૈસા કરતાં વરની કેળવણી ઉપર વધારે લક્ષ અપાતું. હરિલાલભાઇએ-કે બહકે કાશીમાએ-(કારણ આ કામમાં બાપ કરતાં માનોજ હાથ હોય છે) પોતાની લાડકવાઇ છોકરી વાસ્તે બત્રીશીલક્ષણો વર શોધ્યો હતો. ભીમરાવ બી. એ થયા હતા, અને બુદ્ધિમાં તેજસ્વી હતા. આવો સારો

વર મળવા માટે જાનકીની સખીઓ તેની હમેશાં હેતભરી ચેષ્ટા કરતી અને જાનકી પણ હસતે મ્હોંડે સાંભળતી. પતિ જોડે હજી પરિચય નહોતો પણ નાતજાતમાં જતાં આવતાં આડી આંખે, ચોરીને ઝડપથી દૃષ્ટિ નાંખેલી, પોતાને ઘેર ટાંકણે જમવા આવતાં બારણાંની તડમાંથી મન ભરીને જોયલા–કાંઇક વખત જાણે અકસ્માતથી આવતાં જતાં આંખે આંખ પણ મળેલી–વધારે લખવાની શી જરૂર છે? કયા દંપતિને આ પ્રસંગો યાદ નથી? આંખનો પરિચય, કાંઇક સમય થયા પછી બોલવાનો પરિચય થવાની વખત–આણું થવાની વખત–દરેક દંપતિ જીવનનો ચિર-સ્મરણીય પ્રસંગ આવે છે. આ પ્રસંગ આવ્યો અને જાનકીનું શિક્ષણ ઇંગ્રેજી ત્રીજા ધોરણથી અટક્યું. તેના જીવનનો એક અધ્યાય પુરો થયો અને બીજો શરૂ થયો.

ભીમરાવ કોલેજમાં ફૂલો હતા, અને સામાન્ય રીતે તે વર્ષનો જેમ એમ. એ.ના અભ્યાસ માટે ઉપયોગ થાય છે તેમ તેમણે પણ એમ. એ.નો અભ્યાસ કરવા માંડયો હતો. કોલેજનું કામ નામનું જ હતું, બે વર્ષે પરીક્ષા આપવાનો વિચાર હતો એટલે અભ્યાસની પણ ધાડ નહોતી. પૈસા કે સંસારની હજી ચિંતા લાગી નહોતી. પત્ની સામાન્ય રીતે સુશિક્ષિત અને રૂપવંતી હતી. અને દંપતિ-જીવનનો આ પહેલો જ અનુભવ હતો. આવા અનુકૂલ સંયોગોમાં ઇંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના ભાવના-પ્રધાન પ્રદેશોમાં ઘુમેલો યુવક પોતાના ઘરને, પૃથ્વી ઉપરના સ્વર્ગ સમાન માને તો તેમાં શી નવાઇ? ને જાનકી? તેને સવારના મ્હોરથી તે રાત્રે એકાંત વાત કરવાના વખત સુધીનો સઘળો સમય ઉત્સવ જેવો લાગતો. નવી વહુને રાહે પાડવા સાસુઓ મમતાથી વર્તે છે. નવા ઘરમાં પ્રવેશ કરતાં જે સંકોચની સાધારણ વૃત્તિ હોય છે તે આથી નાશ પામે છે. સાસુના જુલમની વાતો સાંભળીને આવેલી વહુ આથી સાનંદાશ્ચર્ય પામે છે અને અણધારી મમતાને પરિણામે તેને સાસરાં ઉપર હેતનો ઉમળકો આવે છે; તેમાં પણ સુસંસ્કૃત પતિ, પોતાને જ્યારે વ્હાલનાં નવનવાં સંબોધનથી બોલાવે–' મધ્યરાત્રિના આકાશમાં પૂર્ણ ચંદ્ર ' જોડે મુખને સરખાવે–પોતાની હાલચાલ તરફ હેત-પૂર્ણ નજરે જોઇ–' અંધારામાં ઝબકતી વિજળી'ની ઉપમા આપે–ત્યારે શું બાકી રહ્યું? ભીમરાવ અને જાનકીનું આ વર્ષ સુખ-સ્વપ્નમાં ગયું. ત્યાર પછી ઉતરતી કળા લાગી.

* * * * * * *

ભીમરાવ એમ. એ. થયા અને કેળવણી ખાતામાં નોકરી લીધી. તેમને સુરત નીમ્યા હતા એટલે ત્યાં તેઓ જાનકી જોડે ઘર માંડી રહ્યા હતા.

'માસ્તર સાહેબ! શું ચાલે છે?' નીચેથી કોઇએ બૂમ પાડી

'આવો આવો મનહરભાઇ ઉપર આવોને!'

'તમે ભાઇ કામમાં હશો. મનમાં કહેતા કે હશો આ ડખ્ખલ ક્યાંથી આવ્યું?'

'નારે, આવો.'

મનહરભાઈ દાદરે ચડ્યા અને 'એક ચ્હાનો પ્યાલો લાવજો' એ વર્દી અપાઇ. જાનકી સ્ટોવ ઉપર ચ્હા કરી ઉપર લઇ ગઇ. ત્યાં ગપ્પાંસપ્પાં ચાલતાં હતાં. પ્યાલો મૂક્યો એટલે ભીમરાવ બોલ્યા 'આ વિક્રમલાલ આવ્યા છે તેમને પણ આપજો.'

'ના, ના, જવાદોને માથાકુટ, હમણાં પીને જ આવ્યો છું' વિક્રમલાલે સભ્યતા દર્શાવી.

'માથાકુટ શેની એમાં?'

જાનકીએ બીજો પ્યાલો કરી આણ્યો.

ગપ્પાંસપ્પાં મારી સૌ વિખરાયાં એટલે 'કેમ વખત થઇ કે જમવાની?' ભીમરાવે પુછ્યું.

'હા. નીચે ઉતરો ન્હાવા-એટલામાં થઈ જસે.'

ભીમરાવ ન્હાવા બેઠા અને જાનકીએ થાળી પાટલો ગોઠવ્યાં. ભીમરાવ પાટલે આવી બેઠા.

'આજ દાળ જરા પાતળી થઇ છે.'

જાનકી કાંઇ બોલી નહિ. સાત વાગતે ભીમરાવ માટે ચ્હા, નવ વાગતાં સુધી મિત્રમંડળને માટે, અને પછી દસ વાગતે રસોઇ જોઇએ. આપણાં જૂતાં પાનસોપારી સારાં. બૈરાંને તો ત્રાસ નહિ!

માસ્તરો આખો દિવસ છોકરાં જોડે માથું કુટી એટલા અકળાયા હોય છે કે તેમને સાંજરે ફરવા દરવાની બહુ જ આતુરતા હોય છે. પણ સવારના દસના જમીને ગયેલા એટલે સાંજે પાંચ વાગે કડકડીને ભૂખ લાગી હોય છે. સાંજરે ભીમરાવ નિશાળેથી ઘેર વ્હેલા આવી, નાસ્તો કરી પછી ક્લબમાં જતા. આજ પણ તે પ્રમાણે ઘરમાં આવી પાઘડી ઉતારી મ્હોડું ધોયું ને પત્નીએ આપેલાં ચ્હા તથા નાસ્તો ચાખ્યાં, એટલામાં મનહરભાઇ આવ્યા અને 'કેમ માસ્તર સાહેબ આવો છો કે?' એમ બૂમ પાડતાં, ટોપી પ્હેરી, લાકડી હાથમાં લઇ બ્હાર નીકળ્યા. ક્લબમાંથી ભીમરાવ નવ વાગતે ઘેર આવતા અને વાળુ કરી પરવારતાં જાનકીને દસ થતા.

આજ જાનકી પરવારીને આવતાં ભીમરાવે પૂછ્યું—'કેમ આજ શું વાંચ્યું ?'

'આજ તો કાંઈ વંચાયું નથી, ઘઉં વીણી ભરવાના હતા તે નવરાશ જ મળી નથી.'

'ચાલો ત્યારે લાવો હવે '

જાનકી ચોપડી લાવી પણ થોડી વારમાં જ ઝોકાં ખાવા માંડયાં.

'બહુ થયું', ચાલો. ઉંઘના ગાડગાડાં આવ્યાં લાગે છે ?' એમ જરા કરડાશમાં બોલી ભીમરાવે ચોપડી બંધ કરાવી.

* * * * *

વળી બે ત્રણ વર્ષ ગયાં, જાનકીને પુત્ર જન્મ્યો હતો તે હાલ એક વર્ષનો હતો, ને તે હજી બચ્ચમાં જ હતાં, જાનકીના બીજા કામમાં પુત્રની સંભાળ ઉમેરાઇ.

આજ સાંજરે નિશાળેથી આવતાં ભીમરાવ ઉદાસ જણાતા હતા. ન્હા, નાસ્તો લાવતાં જાનકીના ધ્યાનમાં આ આવ્યું.

'કેમ આજ મ્હોડું ઉતરેલું જણાય છે ?'

'આજ ગેઝીટમાં પ્રમોશન વિષે આવ્યું. આપણને કાંઇ ન મળ્યું.'

'એમ કેમ ?'

'એ તો જાણે પરમેશ્વર કે હેડ માસ્તર ને ત્રીજો ડાયરેક્ટર.'

'અહિંથી બદલી કરાવોને ?'

'બધી વાત બોલતાં વાત જ થાય છે ને ?' જરા અકળાઇને ભીમરાવ બોલ્યા. જાનકી છાની રહી. ભીમરાવ આજ કલબમાં ન ગયા ને ઉદાસ મ્હોંડે ખુરશી ઉપર પડી રહ્યા.

રાતના વાળુ પછી હમેશ પેઠે ભીમરાવે પૂછ્યું 'આજ વાંચ્યું છે?'

'ના, આજ બપોરે કીકાને પેટમાં આંકડી આવતી હતી તે જંપવા નથી દીધી !'

'આ પ્રમાણે તો એક ચોપડી પૂરી કરતાં મ્હારો ને તમારો જન્મારો જશે?' હજી અકળાયેલા જ ભીમરાવ બોલ્યા. જાનકી બોલી નહિ પણ આંખમાં ઝળઝળીઆં આવ્યાં. હમણાંના આવા પ્રસંગ વખતો વખત આવતા હતા. ભીમરાવે જોયું.

'કાંઇ કહ્યું કે આવ્યું આંખમાં પાણી. બ્હાર લોકની ગુલામગીરી ને ઘેર આવ્યા કે રડામણાં' એમ બડબડતા ભીમરાવ ઉઠયા અને પથારીમાં જઇ પડયા.

'પણ હું શું કરૂં ? આખો દિવસ જાણે જણાતો જ નથી—!' જાનકી પાસે જઇ ધીમેથી બોલી.

'કામના તો આપણા ઘરમાં જ ઢગલા વળ્યા છે. માણસ તો બે જ છીએ કે વધારે ?'

વાંચનાર ! ભીમરાવને દોષ ન દેતો. ત્હારા મનમાં પણ એમ નથી આવ્યું કે બૈરાંનું કામ નજીવું અને ત્હારૂં જ ભારે છે ? બૈરાંને ઝીણાં ઝીણાં અસંખ્ય કામો કરવાં પડે છે તે પુરૂષના ધ્યાનમાં નથી આવતાં. બૈરાંનું કામ બૈરાં જ જાણે. તેમાં પણ હાલની સ્થિતિએ તો કામ ચોગણું કર્યું છે. ચ્હા, ઇન્દો નાસ્તો, ઇન્ડી રસોઇ—સ્વાદમાં તો સારાં લાગે છે પણ બૈરાંનો ચુલો આખો દિવસ છુટતો નથી.

* * * * *

જાનકીને એકાએક કસુવાવડ થઇ હતી અને મરણતોલ મંદવાડ આવ્યો હતો તેમાંથી તે જેમ તેમ બચી છે. કાશીમા કેટલાક વખતથી આવી રહ્યાં છે પણ તેમનાથી હવે બહુ કામ થતું નહિ તેથી ઘરમાં રાંધવા ને કામ કરવા બ્રાહ્મણી રાખી છે. તનના માણસનો અને પારકાનો તફાવત હવે ભીમરાવે અનુભવ્યો.

હમણાં રજાઓ હતી એટલે ભીમરાવ ઘેર જ હતા; ને જાનકીના આમ-હથી સાંજરે માત્ર ફરવા જઇ આવતા.

ભીમરાવ આજ ઉઠયા ને પાઉડર બ્રશ લઇ દાતણ કર્યું ને ગોળીમાંથી હાથે ઠંડું પાણી લઇ મ્હોડું ધોયું પણ લુછવાનો ટુવાલ કયાં ? લીને મ્હોડે ખોળાખોળ કર્યા પછી ખુણાની ખીંટીએથી જડયો. નીચે ઉતર્યા તો બાજરૂમાં લઇ જવા પાણી નહિ બેચાર બુમો પાડી ત્યારે ગંગાએ આપ્યું ફરી તેઓ ઉપર જઇ બેઠા ને ચોપડીનાં પાનાં ફેરવવા લાગ્યા. આઠ વાગ્યા પણ ચ્હાનો પત્તો નહિ. નવ વાગતે છેવટે ચ્હા આવી અને ગંગાએ તે ટેબલ ઉપર ઉપકાર સાથે મૂકી; થોડી ઢોળાઈ ને ટેબલક્લોથ બગડયું. જમવાનું ભારે થયું. તેમાં દાળમાં મીઠું જ નહિ નાંખેલું આજ રીતે હરરોજ ચાલતું પણ કહે કોને ? છાનુંમાનું સ્હેવાનું. વળી ખુબી તો એ હતી કે ગંગા કામમાંથી પરવારતી જ નહિ ! ને તેને તો કાશીમા થોડી ઘણી મદદ કરતાં. જાનકી એકલી શું કરતી હશે ?

* * * * *

'પણ જો જો હોં! બહુ માથું ન પકાવતા.'

'સારૂં, પણ ડાકતર સાહેબ એ આટલી નબળી શાથી થઇ ગઈ?'

'ઘરમાં ખરાબ હવામાં આખો દિવસ કામ, ખુલ્લી હવા અને પ્રકાશમાં હરવા ફરવાનો અભાવ, ચિંતા અને ઉપરાઉપરી સુવાવડો આ ક્રમ હમણાં તમે બધે જોશો!'

દાકતરના શબ્દોએ ભીમરાવનું કાળજું કોર્યું. વાત ખરી પોતાને દરરોજ સાંજરે કલબમાં ગયા વગર ચેન પડતું નહિ. જાનકીને ઘરમાં ને ઘરમાં કેમ ગમતું હશે? તેને પોતાનો દોષ જણાયો. જાનકી પાસે જ્યારે તે ગયો અને તેનું મરદાળ શરીર અને શીકું મુખારવિંદ જોયું ત્યારે તેને વધારે લાગ્યું અને તે મનમાં પોતાના આંધળાપણાને ગાળો દેવા લાગ્યો. અને જાનકી? નિસ્તેજ પણ હસતે મ્હોંડે તેણે પતિને વધાવ્યા પતિને દોષ દેવાનું તો તેને સ્વપ્ને પણ નહોતું.

જાનકી હરતી ફરતી થઇ હતી. વાળુ પછી તે, ભીમરાવ અને કાશીમા, અગાશીમાં બેઠાં હતાં ને વાતો કરતાં હતાં.

'જાનકીને અમદાવાદ હું લઈ જવાની છું'

'કેમ વારૂ, અહિં દુઃખ છે?' ભીમરાવે પૂછયું.

'દુઃખ નહિ પણ ત્યાં જરા તેનું મન મોકળું થશે—' એમ શરૂ કરી પછી કાશીમા ભડભડી ઉઠયાં 'જુઓ ખરૂં કહું? અમારોયે સંસાર હતો પણ તમારા હાલનાં જેવાં જેવું વૈતરૂં નહિ. ઉપરથી બોલવું કે સ્ત્રીઓને છૂટ આપીએ છીએ પણ ખરેખાત કાંઇ નહિ—'

'કેમ વારૂ? કમાઇને કોડી હાથમાં રાખતા નથી. બધું સોંપીએ છીએ પછી શું જોઇએ?'

'એ જ તમારી ખંધાઈ. એક ભાર જૈરીને માથે વધારે નાખ્યો. તેને હિસાબ રાખવાનું વધ્યું. વળી જુઓ, અમે તો સવારે રાંધતાં ને રાત્રે ટાઢુંઠું ખાતાં. હવે તમો બે વખત ચ્હા ને નાસતા અને ઉન્હું ઉન્હું ખાવાનું. સારૂં તો બધાંને લાગે પણ ચાર વખત બાયડીને ચુલો થયો તે કાંઇ ધ્યાનમાં આવ્યું? બાયડા ક્યારે બૈરાંનું કામ સમજ્યા છે કે તમે સમજો?'

'હં...' ભીમરાવ ગણગણ્યા; જાનકી હસી.

'બા, હવે જવા દે એ વાત'

'જવા શું દે ? ખરી વાત છે. વળી જુઓ અમારે ઘરનું કામ હતું પણ બ્હારનુંએ હતું. નદીએ જતાં, કુવે પાણી ભરવા જતાં, દેવદર્શન જતાં ત્યાં સહીઓ ભેરૈ વાતચીત કરી મન મોકળાં કરતાં. ભાયડાઓ ચકલે બેસતા તેમણે હવે કક્ષો કાઢી એટલે એમનું તો કાંઇ નુકશાન નહિ પણ બઇરાંઓએ મન મોકળું ક્યાં કરવું ?'

'પણ એમાં પુરૂષનો શો દોષ ? બઈરાંઓ કેમ કાંઇ કરતાં નથી ?'

'પુરૂષનો નહિ તો કોનો દોષ ? આખો દિવસ કામમાંથી તો પરવારવા દે નહિ ! પોતે તો એટલા પાંગળા કે બધું બાયડી લાવી આપે ત્યારે થાય. તમારા સસરા તો હાથે પાણી કાઢી લેતા ને થાળી પાટલો પણ માંડી લેતા. હવે તમે ભણ્યાગણ્યા એટલે તમારાથી કાંઈ થાય ?'

'પણ ત્યારે બઇરાં બોલતાં કેમ નથી ?'

'શું બોલે ? તમે મોટા વિદ્વાન અને બ્હાર તો સ્રીની છુટની વાતો કરો એટલે જો સ્રી બોલે અને વખતે તકરાર થઈ તો વાંક સ્રીનો જ નીકળવાનો.'

ભીમરાવ ચૂપ થઇ ગયા.

'ને જુઓ, અમારા વખતમાં સ્રી અને પુરૂષ બન્ને સાધારણ સરખાં ભણેલાં એટલે એ બાબતમાં એ સમોવડીઆં. હમણાં તો તમે ડીગ્રીઓવાળા અને સ્રીઓ બિચારી થોડું ભણેલી એટલે તમારી વિદ્યાના તેજમાં રહે'કાઇને બોલાતું નથી'

'ત્યારે તમે તો સુધારામાં ભળ્યાં સ્રીઓને પણ બી. એ. કરવી જોઇએ કેમ ?'

'તે સિવાય તમે પાંસરા થાઓ તેમ નથી. તમને ઇંગ્રેજી ભણાવી, ગમે તેમ છુટમાં ફરવા દઈ માતેલા સાંઢ કરવા ને છોકરીઓને માત્ર આપણાં જૂના પુરાણના સ્રીધર્મના દાખલા આપી તેવી જ રાખવી, એ કાંઈ ચાલતું હશે ? તમારા માથાની થવી જોઇએ ત્યારે જ તમે ઓંડો.'

ખરી વાત છે. ઇંગ્રેજી અમલમાં પુરૂષને હજી સમાજજીવનના કાંઇક માર્ગો દેખાય છે પણ સ્રીનું સમાજજીવન માત્ર નષ્ટ થયું છે તે ફરી બીજા રૂપમાં ઉજ્જ્વળ કરવાની અત્યંત જરૂર છે.

———o———

# સ્ત્રીઓની શારીરિક અવદશા.

(સંપાદક—રા. ક.)

રા. હરરાય અમુલખરાય દેરાઇએ ઉપલા વિષય ઉપર એક લાગણી ભર્યો તથા જુસ્સાદાર લેખ "પ્રજા મિત્ર અને પારસી" નામના પત્રના પહેલી અંકમાં લખ્યો છે. તે આખોયે ખાસ વાંચવા યોગ્ય છે. અત્રે તેનો ટુંક સાર આપણી નાતના લાભ સારૂ આપવામાં આવ્યો છે.

"ગમે તે સુધરેલા દેશના સાહિત્યને ઉકેલીએ તો તેમાંથી સ્ત્રીજાતિને પૂજ્ય ગણવાની અને તેના તરફ અતિ માનની લાગણી ધરાવવાની આજ્ઞા યા ભલામણ કરનારા અનેક ફકરાઓ માલુમ પડે છે. અસલમાં સ્ત્રીઓએ શું કર્યું હતું, યુરોપમાં તેઓ શું કરે છે તથા નાજુક, પોચી, નિર્બળ સ્ત્રીઓને શી રીતે દેવતાઇ અંશવાળી કરવી અને જે ઉમદા પદ ભોગવવા પરમેશ્વરે તેમને નિર્માણ કરી છે તે પદ ભોગવવા સમર્થ શી રીતે કરવી તે ખાસ વિચારવાનું છે. આ સઘળા માટે દોષ રહિત ગૃહકેળવણી અને શાળાની કેળવણીની જરૂર છે

"શારીરિક શક્તિ નાશ પામી તેના મુખ્ય કારણોમાં સારા ખોરાકની તંગી, રહેણીકરણીમાં ફેરફાર, શહેરમાં વસવાટ, કેળવણીની ખામી, તથા પરદેશીના આચાર વિચારની આપણા ઉપર માઠી અસર, વગેરે છે."

"હવે દાણાની મોંઘવારી એટલે ત્યાં ખર્ચ વધારે, ને વળી ઘી મોંઘું એટલે હાથ રાખીને વાપરવાનું; સ્વાદ વગર ગળે ઉતરે નહિ ને સ્વાદ વાળી ચીજો મોંઘી. ઘીની જગ્યાએ તેલ આવીને બેઠું. આદુ, ધાણા વગેરે સુખદાયક મસાલાની જગ્યાએ મરચાં આવ્યાં. પછી શરીર ઉપર ખરાબ અસર થાય તેમાં નવાઈ શી?"

"અસલના કપડાં સસ્તાં અને ટકાઉ હતાં. હાલના તકલેદી અને મોંઘા આવે છે. અસલ થોડે કપડે ચાલતું પણ હવે તો તરેહતરેહના કપડાં આવે એટલે દરેક થોડાં થોડાં લેવાં જોઇએ તેમાંયે દરજીની કારીગરી વધી અને કાપે કાપે પૈસા વધ્યા. મોટાઇના ફાંકામાં ઘણું ખર્ચ કરે છે અને કરાવે છે. પરદેશની માફક કપડાં વધ્યાં પણ તેમની માફક કાંઇ પણ ઉપયોગી કામ કરી ધણી યા બાપની કમાણીમાં કાંઈ પણ વધારો કરવા તરફ તેમનું મન દોરાયું છે? કમાણી તો તેની તે રહી ને ખર્ચ વધ્યાં. ઉત્તમ આહાર અને ઉત્તમ કપડાં બે પૂરા પડી શકે તેમ રહ્યું નહિ એટલે ખોરાકમાં કસકસર થઈ (ખોરાકની

ઉત્તમતામાં-સ્વાદમાં નહિ). હલકા અને રોગના મૂળરૂપ ખોરાકનો આહાર કરી પછી શરીર બગડે ત્યાં દોષ કોનો?"

"હવે ઘરકામ કરવામાં પણ નાનમ મનાવા માંડી છે.' મધ્યમ વર્ગના પણ નોકરની ઇચ્છા કરતા થયા છે. આખાં કપડાં ન પહેરાય તો ભલે, ખાવાંમાં કરકસર કરીએ તો ભલે, છોકરાં દુઃખી થાય તો ભલે, પણ શું નોકર વગર રહેવાય? એવા હાનિકારક વિચારથી મન ભરેલાં રહે છે. પણ શરીર આળસથી ઘસાય છે તેટલું કામકાજથી ઘસાતું નથી. ઘરનું-કામકાજ તે કસરત છે અને તેથી શરીર કસાય છે. સાધારણ વર્ગના લોકો આ નાહક ખર્ચ કરે છે તેની કાપકુપ મોટે ભાગે ખોરાકમાંજ થાય છે."

"ત્યારે હવે સ્ત્રીઓએ પોતાનાં શરીર સુધારવા શા ઉપાય કરવા જોઇએ તેનો વિચાર કરશો જોઇએ પહેલાં તો એવું કરવું કે સારો સાદો પૈષ્ટિક ખોરાક પચે એટલો મળી શકે અને મળે એટલો પચાવી શકે. આમ કરવામાં લુગડાં અને નોકર ખર્ચમાં કાપકુપ કરવી પડશે. ખરાબ નહિ પણ સાદાં અને ચોખ્ખાં ઝુલઝુલણાં, કોર કાંગરી, વગેરેથી અધિક નહિ શણગારેલાં, કપડાં પહેરવાં જોઇયે. ઝીણાં ને બદલે મર્યાદા સચવાય તેવાં ટકાઉ કપડાં લેવાં જોઇએ. નોકરને રાખી શકાય તેવી સારી સ્થિતિ હોય તો જ રાખવો. કામ કરવામાં શરમ નથી ને વળી કામ પોતાનું છે ધણીની આવક સારી હોય તો નોકર ભલે રાખો પણ તે વખતે કોઈ સુઘરેલી યા આપણી અસલી કસરત કરતા રહી, ખાઇએ તે પચાવવાનું બળ પ્રાપ્ત કરવા તરફ લક્ષ રાખવું. મધ્યમ વર્ગનાને નોકરની સાહેબી ભોગવવી હોય તો ઉદ્યમ કરી, ઘરની આવકમાં વધારો કરી, ખર્ચમાં ફાળો આપવા શક્તિમાન થવું જોઇએ. પણ ઘરકસરતને અભાવે શરીર રોગિષ્ટ થાય નહિ એ માટે ચેતતા રહી બીજી કસરત કરવા ચુકવું નહિ"

---

## એક જૂનું સ્મરણ.

(રા. ક્ષ.)

ઇ. સ. ૧૯૦૫ અને ત્યાર પછીના એકાદ બે વર્ષ આપણી સૌથી મુખ્ય—અમદાવાદની નાતમાં રહેવાનો અવસર જેને પ્રાપ્ત થયો હશે તેને નાતના યુવક વર્ગનો કાંઈ નવીન જ અનુભવ થયો હશે. તેવામાં આપણા આખા દેશમાં ચારે તરફ અમુક કારણોસર સ્વદેશી હિલચાલ જોસબંધ ચાલતી હતી અને પરદેશી

માલ બહિષ્કાર કરવાની બૂમો ચાલતી હતી. આ હિલચાલનો પવન ભરૂચ-અમદાવાદમાં પણ વાયો હતો. ગામમાં ઠેર ઠેર સ્વદેશી કીર્તન થતાં હતાં અને ફક્ત સ્વદેશી ચીજો જ વાપરવાના સોગન બધે લેવાતા હતા.

આ હિલચાલ શરૂ થઇ તે પહેલાં ફક્ત ઔદ્યોગિક કારણોને લઇને જ આપણી નાતના વયોવૃદ્ધ વિદ્વાન સ્વ. અંબાલાલ સાકરલાલે એક મંડળ કાઢ્યું હતું. તેમાં પણ સ્વદેશી ચીજો વાપરવાની પ્રતિજ્ઞાઓ લેવાતી હતી. આ મંડળના મંત્રીઓ પણું કરીને આપણી નાતના રા. છગનલાલ કોનુંગા તથા રા. નગીનલાલ સેતલવાડ હતા. પ્રમુખ તથા મંત્રીઓ આપણી જ નાતના હોવાથી સ્વાભાવિક રીતે નાતના યુવકોમાં સ્વદેશીની ચકચાર ચાલી જ હતી. ત્યારબાદ સમસ્ત દેશની સ્વદેશીની બૂમ આવી એટલે આપણી નાતના યુવકો તે વધારે પ્રમાણમાં ગ્રહણ કરે તેમાં કાંઈ જ નવાઈ પામવા જેવું નહોતું. ભરૂચમાં પણ સ્વદેશીની ચલવલને લઇને જ રા. સા. મલજી, રા. સાકરલાલ ડાહ્યાભાઇ, રા. માણેકલાલ સાકરલાલ દેસાઇના પ્રયાસથી ઇ. સ ૧૯૦૬માં સ્વદેશી ચીજોનું પ્રદર્શન ભરવામા આવ્યું હતું

તે વખતનાં આપણા યુવકોનાં વર્તનનાં સ્મરણ ઘણા જ આનંદજનક છે. અત્યારે એકસરખી કાળી ટોપી બધાને માથે લેવામાં આવે છે તેને બદલે તે વખતે કાશ્મીર-શાલની બનાવટની-લાંબી ખૂણાદાર ટોપીઓ ઘણાયે ફેશનેબલ યુવકને માથે જોવામાં આવતી હતી. કાંઇક કાંઇક વિચિત્રરંગના સ્વદેશી કપડાના ડગલા કોઈક યુવકોના બદનપર લટકતા હતા. અને નાતનાં જમણ! તેના સ્મરણથી તો નાતના તે વખતના યુવકો તરફ મ્હારૂં હૃદય ઉત્સાહથી આકર્ષાય છે. તેઓએ ફક્ત સ્વદેશી જ ખાંડ ખાવાનાં મન લીધાં હતાં. કોઇક નાતભાઈઓ તેમના કોડ પૂરા કરતા અને તેમને સંતોષતા. કોઇક તેમની વિરૂદ્ધ થતા; અને જે હોય તે ખાવાનું કહેતા. સ્વદેશી ખાંડ ન હોય તો ફક્ત ગોળનીજ મીઠાઈથી તેઓ સંતોષ માનતા. અને તે પણ કોઇ આપતું નહિ તો તેઓ મીઠાઈ વગર જ ચલાવી લેતા. ધન્ય છે તેમના નિશ્ચયને! કાંઇ તોફાન નહિ, કોઇને માથે અપવાદ નહિ, પણ સ્વદેશી મીઠાઇ ન મળતા ફક્ત દાળભાતને શાક ખાઇ ઘેર જતા. આવા યુવકો તરફ કોણુ ન આકર્ષાય?

* * * * * * "

પરંતુ અત્યારે તો આ બધું સંભારતાં, અંતઃકરણમાંથી નિઃશ્વાસ જ નીકળે છે. આવા ઉત્સાહી યુવકો પણ વ્રતભંગ થયા લાગે છે. સ્વદેશીના વ્રત તેમણે વેગળા મૂકેલા દેખાય છે. પ્રારંભ શૂરા ગુજરાતીઓ તરિકે તે વખતે

દઢ દેખાતા યુવકોની પણ ગણના થવા લાગી છે. તેઓ જ આમ ઢીલા થઇ ગયા તો પછી તેમની પછીનાની તો વાત જ શી કરવી! આ ઢીલાસનું કારણ શું? શું તેમનામાં સમજ નહોતી? શું તેઓમાં આત્મબળ નહોતું? શું વડિલોએ વિરોધ કર્યો? અત્યારે આ ખોળી શકાય તેમ નથી. ગમે તે કારણ હશે. પરંતુ તે સર્વમાં એક તો અગ્ર હતું. અને તે બેદરકારી; જે આપણી નાતમાં સર્વત્ર જોવામાં આવે છે. જો જરાક દરકાર રાખી હોત, જરાક સાવધાન રહ્યા હોત તો લીધેલું વ્રત આમ જતું થાત નહિ.

ખેર! થયું તે થયું. પણ તેમાંથી બોધ લેવાનો છે. યુવકો ધારે તો સંપૂર્ણ સ્વદેશી વ્રત પાળી શકે તેમ છે. યુવકો પાળે તો મોટાનું તો પૂછવું જ શું? આપણી નાતમાં સર્વ કોઇ તે વ્રત અમુક દરજ્જે તો પાળી શકે તેમ છે જ. અને વળી છેલ્લા દસકામાં તો કન્યાકેળવણી પણ વધી છે. કન્યાઓ પણ ધારે તો સ્વદેશીનો રહેલો સિદ્ધાંત સમજી શકે તેમ છે. અને જો એક વાર સમઝીને નિશ્ચય કરે તો અલ્પાયુષી પતંગીઆ જેવાં, વિલાયતી કપડાંને બદલે સ્વદેશી ટકાઉ કાપડથી તેમના અંગ શોભી રહેલાં જોઇ આપણને સંતોષ થશે.

તે વખત કરતાં અત્યારે દેશને, દેશના માલને, દેશના કારીગરને વધારે ઉત્તેજન આપવાની અગત્ય છે. વળી તે વખત કરતાં માલ પણ ઘણી રીતે સંતોષકારક નીકળવા માંડ્યો છે એટલે દેખાવની બાબતમાં જે લોકો જરા વધારે લાગણીવાળા હોય તેમને પણ બહુ વેઠવું પડે તેમ નથી. માટે ઉપર કહેલા સ્મરણો સંભારીને નાતના આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષો પુનઃ સ્વદેશીના સોગન, અમુક દરજ્જે તો લેશે જ અને તે, પૂરં ગંભીરાઇથી, અંતઃકરણ-પૂર્વક દરકાર રાખીને પાળશે જ એમ આશા છે.

સ્વદેશીનો સિદ્ધાંત સમજવો ઘણો જ સ્હેલો છે, દેશમાં જ બનેલો માલ વાપરીએ તો તેની બનાવટનો નફો જ નફો દેશમાં રહે. દેશના જ મજુરોને રોજી મળે અને દેશની મૂડી ઉપર વ્યાજ સારૂ આવે. અને આ રીતે આપણને પોતાને પણ સીધી કે આડકતરી રીતે ફાયદો થાય અને દેશમાં વ્યાપી રહેલી ગરીબાઇ દૂર થવા માંડે. માટે દરેક જણે બનતા સુધી દરેક ચીજ દેશી જ લેવાનો નિશ્ચય કરવો. વળી ઘણીયે નકામી કે કેવળ મોજશોખની ચીજો આપણે પરદેશી લઇએ છીએ. નાજુક લાકડી, કે ફેન્સી રૂમાલ, યા વિલાયતી સેંટ કે એવીજ બીજી ચીજો પાછળ પરદેશમાં પૈસા મોકલી દઇએ છીએ. માટે આવી ચીજોમાં તો પરદેશને જ આપવો અને ખાસ જરૂરની ચીજ દેશી ન

મળતી હોય તો જ પરદેશી લેવી. વળી બિસ્કીટ, ચૉકોલેટ, જાતજાતની ફેન્સી ટીકડીઓ વગેરે ચીજોની પાછળ પણ નાહકના પૈસા બરબાદ કરવામાં આવે છે. જો પૈસા ઇશ્વર કૃપાથી કોઇની પાસે આ બધી ચીજોમાં નાંખવા ફાજલ હોય તો દેશને, રાજ્યને અને નાતને તેની ઘણી જરૂર છે. વિલાયતમાં અત્યારે મોટો દેશભક્ત તે ગણાય છે કે જે પોતાના નકામા ખર્ચ કમી કરી તેથી 'લોન' ખરીદે છે તે; અત્યારે આપણે ત્યાં પણ નાણાં-ભીડ છે; તેવે વખતે જો કોઇ પણ રીતે તે પૈસો ધર્માદા કરવાની ઇચ્છા કરો તો તે નિઃસંશય સારૂં છે જ. પણ તેવી ઇચ્છા ન થતી હોય તો પણ જો તે પૈસો વ્યાજે ફેરવો તો તમને વ્યાજનો ફાયદો થાય તેટલું જ નહિ પણ દેશની નાણાં-ભીડ મટાડવાની તમે સહાય કરી કહેવાય અને તેથી દેશના ઉદ્યોગોને વધારે મૂડી મળે, અને તે પણ સ્વદેશસેવા કહેવાય. આ સઘળી વાતોનો સર્વ કોઈ વિચાર કરી જૂનાં સ્મરણો તાજાં કરી, નવાં સ્વદેશીનાં વ્રત લેશે, એવી આશા છે.

---

## સ્ત્રી વાંચન પરીક્ષા.

---

દરેક ગામની અને દરેક ઉમ્મરની સ્ત્રીઓની સગવડ તરફ લક્ષ આપી, એમ ઠરાવવામાં આવ્યું છે કે, એક જ દિવસે કોઇક સ્થળે બોલાવીને લેખીત પરીક્ષા લેવાને બદલે કાંઇક જુદી યોજના કરવી. અજમાયશ દાખલ આવતા વર્ષને માટે સોળ વર્ષ અને તે ઉપરની નાતની સઘળી ઉમ્મરની સ્ત્રીઓને "સરસ્વતીચંદ્ર ભાગ ૧ અને ૨ વાંચ્યા પછી ઉપજતા વિચારો" એ ઉપર ત્રિમાસિકના ૭ થી દસ પાના ભરાય તેટલો નિબંધ લખી મોકલવા વિનંતિ છે આમાંથી જેમના નિબંધ ઉત્તમ હશે તે સર્વને ઇનામ આપવામાં આવશે.

પંદર વર્ષ અને અંદરની કન્યાઓને "સરસ્વતીચંદ્ર ભાગ બીજો વાંચ્યા પછી ઉપજતા વિચારો" એ ઉપર ત્રિમાસિકના ચાર પાનાં ભરાય તેટલો નિબંધ લખી મોકલવા વિનંતિ છે તેમને પણ ઉત્તમતાના પ્રમાણમાં ઇનામ આપવામાં આવશે.

ઉપર જણાવેલા નિબંધોની સાથે દરેક ઉમ્મરનાયે "૧૯૧૬ ના ત્રિમાસિકના ચાર અંકોમાં સૌથી ઉત્તમ લેખ કયો છે અને શા કારણથી" તે સંબંધી એક ટુંકો નિબંધ લખી મોકલવો.

નિબંધો ૧૫ મી મે ૧૯૧૭ સુધીમાં લખી મોકલવા.

---

## ચર્ચાપત્રો.

—:o:—

### કૉલેરા અને હવન.

(૧)

ત્રિમાસિકના તંત્રી સાહેબ,

અમને બૈરાંઓને તમે બધા વ્હેમી ગણીને હસો છો. પરંતુ અમદાવાદના પુરૂષોએ કૉલેરા મટાડવા હવન કરીને નાત જમાડી, તે શું વ્હેમ નથી? જેમાં ને તેમાં સ્ત્રીઓનો વાંક કાઢો છો ત્યારે આ બાબતમાં પુરૂષોને કેમ શીખામણ આપતા નથી? એ તો વરવિક્રયમાં, ધર્મના રીતરીવાજોમાં, તેમ વ્હેમોમાં પણ, પુરૂષો સ્ત્રીઓ જેટલા જ ગુન્હેગાર છે, એ વાત ધ્યાનમાં રાખજો.

લી૦ એક બ્હેન.

(૨)

ત્રિમાસિકના તંત્રી સાહેબ,

અમદાવાદમાં કૉલેરા ચાલતો હતો તે વખતે ત્યાંના પંચે તેને દેવીનો કોપ સમજી, તેની શાંતિ માટે હવન કરી, પ્રસાદીનું ભોજન જમાડી, વધેલા લાડુ પ્રસાદ તરિકે ઘેરેઘેર, બીજે દિવસે વ્હેંચ્યા હતા. કૉલેરાના અટકાવનો ઉપાય તો મઝેનો!! આથી તે અટકાવાનો સંભવ છે કે વધવાનો? આના કરતાં તો વિદ્વાન ડૉ. મણીભાઇ કે ડૉ. કાનુગા પાસે કૉલેરા વખતે રાખવી જોઇતી સાવચેતી ઉપર નાતના શ્રીપુરૂષો સમક્ષ ભાષણ અપાવ્યું હોત તો વધારે યોગ્ય થાત; વળી નાત તરફથી આવી હિલચાલો થાય તે વ્યાજબી પણ નથી કારણકે તેમાં મતભેદ ઘણોજ હોઇ શકે તેમ છે. આ વખતે મતભેદ બહુ નથી દેખાયો તેનું કારણ એ જ હોવું જોઇએ કે સિદ્ધાંત કરતાં સંપને ઘણું જતે વ્હાલો કર્યો છે. પણ ભવિષ્યમાં કદાચ સિદ્ધાંતને વધારે કિંમતી ગણવામાં આવે તો નાતમાં કુસંપ થવાનો સંભવ છે. માટે હવેથી આવા વિચિત્ર ઠરાવો નહિ થાય તેમ આશા છે.

લી૦ નાનીશો.

———o———

# પ્રાસંગિક નોંધ.

—:૦:—

**ત્રિમાસિક.**

આ અંક સાથે ત્રિમાસિકનું નવમું અને નવી વ્યવસ્થા નીચે ત્રીજું વર્ષ પુરૂં થાય છે. આ ત્રણ વર્ષ દરમિયાન વ્યવસ્થાપકોએ નાતની યથાશક્તિ સેવા બજાવવા પ્રયત્ન કર્યો છે. આ અમારા પ્રયત્નમાં નાતના જે અન્ય શાઇબ્દ્ધેનોએ લેખોથી, સુચનાથી, અને ટીકાઓથી પણ, અમને મદદ કરી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ. અત્યાર સુધીમાં અમે જે કાંઈ કરવા ભાગ્યશાળી થયા છીએ તે સંબંધી પણ સર્વ એકમત નહિ હોય અને ન જ હોય. કારણકે જુદી જુદી જાતના મત જુદા જુદા મનુષ્યો ધરાવે છે. છતાંયે અમે સર્વેને ખાત્રી આપીએ છીએ કે અમે જે કાંઇ લખ્યું છે તે સઘળું જ શુદ્ધ બુદ્ધિથી, નાત સેવાને અર્થે જ લખ્યું છે અને વિનંતિ કરીએ છીએ કે કોઇના પણ લેખમાં, પોતાના મતની વિરૂદ્ધ કાંઇ આવ્યું હોય, તો તે તરફ અસહિષ્ણુતા બતાવવી નહિ જ. તેમ કરવાથી ખુલ્લા દિલે ચર્ચા કરી શકાતી નથી. અને કાંઇપણ સુધારણા કરવી જ હોય તો ખુલ્લા દિલની ચર્ચાની અગત્ય ઘણી જ છે. આશા છે કે નાતના વિદ્વાનો વખતોવખત આ પત્રદ્વારા પોતાની વિદ્વત્તાનો લાભ સર્વેને આપવા કૃપા કરશે.

**પરિષદ.**

આ પત્રના જાન્યુઆરીના અંકમાં આપણી નાતની કોન્ફરન્સ મેળવવા સંબંધી વડોદરેથી તથા અમદાવાદથી આવેલા પત્ર પ્રસિદ્ધ થયા હતા. તે વખતે એમ લાગતું હતું કે, ગમે તે સ્થળે પણ, પરિષદ જરૂર ભરાશે. પણ તે ઉત્સાહ પાછો મંદ પડી ગયો લાગે છે. વડોદરામાં તો આપણી નાતના સ્થાયી ઘર જુજ છે. એટલે ત્યાં પરિષદ ભરાય તે આશા વ્યર્થ જ છે. અમારા સાંભળવામાં આવ્યું છે કે સુરતના કેટલાએક ગૃહસ્થો પરિષદ બોલાવવા માટે ગંભીર વિચાર કરે છે. આશા છે કે આ વાત સત્ય હોય અને આવતા ઇસ્ટરના તહેવારોમાં જો તે મળે તો ઘણું જ સારૂં. એમને વિનંતિ કરવાની કે, મહિલા પરિષદ મેળવવાની પણ તેઓએ જરૂર યોજના કરવી. આ પરિષદોના લાભાલાભ તો મળી ગયેલી પરિષદોના વિદ્વાન પ્રમુખોએ વર્ણવ્યા છે એટલે તે સર્વેને ખબર છે જ.

**વિમાની યોજના.** નાતની ચોંકાવનારી નબળી આર્થિક સ્થિતિ સંબંધી ગયા અંકમાં વિવેચન કરવામાં આવ્યું હતું, અને તેના પરિણામ પણ વર્ણવ્યા હતા. તેમાંથી બચવાના એક માર્ગ તરીકે વિમાની સૂચના કરવામાં આવી હતી. પરંતુ વિમાના દરો સાધારણ કંપનીઓ કરતાં કાંઇક સસ્તા હોય તો, ખાસ કરીને ગરીબ કે સામાન્ય વર્ગના, તેનો વિશેષ લાભ લઈ શકે. આ માટે કાંઇક ગોઠવણ સંબંધી વિચાર રા. સા. મલજી કરે છે. બીજા આ બાબતના અનુભવી નાતભાઇઓને અમે ખાસ વિનંતિ કરીએ છીએ કે આ સંબંધી કાંઇક યોજનાની સૂચનાઓ તેમણે જરૂર કરવી ઘટે છે. આવી કાંઇ યોજના થશે તો પરિણામ જરૂર સારૂં આવશે.

**આબાદીનો ઉપાય** પરંતુ ખરા પ્રયત્ન તો આર્થિક સ્થિતિ સુધારવાના જ કરવા જોઇએ. તેમાં કેળવણીનો વધારો તે એક મુખ્ય ઇલાજ છે, વળી આપણી નાતના યુવકોએ નાના ઉદ્યોગો તરફ પણ લક્ષ આપવું જોઇએ, અને ટુંકા પગારની નોકરી કરતાં કોઇ સ્વતંત્ર ઉદ્યમમાં નજર ખૂંપે તો તે વધારે લાભકારક છે તે તો સર્વમાન્ય છે. પરંતુ ઘણું ખરૂં, જે કુટુંબમાં પુખ્ત વયનો પુરૂષ હોતો નથી, ત્યાં જ ગરીબાઇ વધારે પ્રમાણમાં માલુમ પડે છે. એટલે કે કમાનાર પુરૂષના અકાળ મૃત્યુથી, આખું કુટુંબ, કઠિણ સ્થિતિમાં આવી પડે છે. કારણ કે જો કાંઇ મીલકત ન હોય તો, કુટુંબપોષણ કરવાનું સાધન તેના મૃત્યુની સાથે જ જતું રહે છે. અને આપણી નાતમાં સ્ત્રીઓ તો કાંઇપણ કરી શકે તેવી સ્થિતિમાં જ નથી. ઘણીખરી કહેવાતી હલકી નાતોમાં, તેમ જ કાંઇક બ્રાહ્મણો વગેરેમાં પણ સ્ત્રીઓ કુટુંબપોષણમાં કાંઇક હિસ્સો આપે છે; તેમની પાસે કમાવાનું કાંઇ ને કાંઇ સાધન હોય છે. આપણે પણ આ વિષય ઉપર ગંભીરપણે લક્ષ આપવાનું છે. કન્યાઓને નાનપણથી જ એવી જાતનું શિક્ષણ આપવું જોઇએ. કેટલીએક જાતના મોજાના સંચા બે ત્રણ જણાની મદદથી જ, અને હાથથી જ ચાલી શકે છે. ઉનના ભરતકામ માટે પણ કાંઇક સંચાઓ આવે છે. તે બધા સાંચાઓ વાપરવાની રીત આપણી કન્યાઓને મૂળથી જ શીખવાય તો શું ખોટું છે? વળી શીવણકામ શીખવાના લાભ તો દેખીતા જ છે. સારા વખતમાં તેથી કુટુંબનું કામ થાય અને આફતમાં બહારનું કામ પણ કરી શકાય. પરંતુ આમાંયે પદ્ધતિસર અને ઉત્તમ શિક્ષણ હોવું જોઇએ, અને વેતરવાં તથા સંચો વાપરતાં બરોબર આવડવો જોઇએ. જો આ રીતે સ્ત્રીઓ ઉદ્યમ શીખે તો આફતનો ભય ઓછો રહે.

**સ્વાશ્રયી સ્ત્રીઓ.**

સ્ત્રીઓ સ્વાશ્રયી થાય, તે માટે કન્યાઓને શરૂઆતથી જ આવા ઉદ્યમ શીખવવા તેની જરૂર, એક બીજા કારણથી પણ હમણાં હમણાં ઉભી થઇ છે. લગ્નના સંબંધમાં આપણી નાતમાં કમનશીબ સ્થિતિ ઉભી થવાનો ઘણોજ ભય રહે છે. હાલમાં લગ્નવય વધી છે તે તો સારૂં છે. પરંતુ જે કારણથી તે વધી છે તે યોગ્ય નથી. જો વરવિક્રયનો રિવાજ આ પ્રમાણે ચાલુ જ રહેશે, અને લગ્ન તરફ જે બેદરકારી કેટલાએક યુવકોમાં જોવામાં આવે છે તે જો વધતી જશે, તો કોઇક કન્યાઓને આખો જન્મારો કુંવારી રહેવાનો વખત આવી જશે આવે વખતે પણ જો કમાવવાનું કાંઇ સાધન નહિ હોય તો ઘણી મુશ્કેલી નડશે. માટે આ વાત ધ્યાનમાં રાખીને પણ ઉદ્યમ શીખવાની જરૂર છે. અલબત્ત, કન્યાઓ જો સારૂં ભણે તો તે પણ સ્વાશ્રયી થવાનો રસ્તો છે જ. અને તેથી દરેક જણે પોતાની કન્યાને બને તેટલું ભણાવવાની અગત્ય તો છે જ. પરંતુ તે સાથે આ ઉદ્યમની વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

**કેળવણી ફંડો**

વળી પૈસા સબંધી તંગ સ્થિતિના કુટુંબોનું પ્રમાણ નાતમાં મોટું છે, એટલે તે કુટુંબના છોકરા છોકરીઓને પૂરેપૂરી કેળવણી મેળવવામાં પણ અડચણ નડતી જ હોવી જોઇયે. આ અડચણ દૂર કરવાનો ઉત્તમ રસ્તો તે કેળવણી ફંડો છે. અને સર્વ કોઇ જાણે છે કે, આવા ફંડોથી બીજી કોઈ પણ રીતે કરતાં, કે ખાનગી આસામીયો કરતાં, વધારે સારી રીતે કેળવણીની બાબતમાં નાતભાઇઓને મદદ આપી શકાય. સુરત, ભરૂચ, અમદાવાદ, જુનાગઢ વગેરે સ્થળોએ કેળવણી ફંડો છે તે સંતોષની વાત છે; પરંતુ આ ફંડોની વ્યવસ્થા સંતોષકારક છે કે નહિ તે જાણવાનું સાધન આપણી પાસે નથી. કારણ કે તેમની વ્યવસ્થાના તથા હીસાબના રિપોર્ટ બરોબર બહાર પડતા નથી. ખાસ કરીને અમદાવાદના ટ્રસ્ટફંડ તથા કેળવણી ફંડ સબંધી ચારે તરફથી ઘણી ફરીયાદ થાય છે. ટ્રસ્ટફંડ એક વખતે ઘણું જ સુવ્યવસ્થિત હતું. અને ખાસ કરીને પાઠ્ય પુસ્તકો–Text Books સબંધમાં તો તે ઘણી જ સારી મદદ કરતું હતું પરંતુ હમણા તો તે કાંઇ જ કામ કરતું હોય તેમ લાગતું નથી. અમે ટ્રસ્ટી સાહેબોને ખાસ વિનંતિ કરીયે છીયે કે તેમણે ટ્રસ્ટફંડ તરફ વધારે ધ્યાન આપીને તેને ખરૂં ઉપયોગી બનાવવું. જ્યાં સુધી તેને વ્યવસ્થિત અને ઉપયોગી કર્યું હોય નહિ, ત્યાં સુધી તેઓએ પોતાના કર્તવ્યનું પાલન બરોબર કર્યું કહેવાય નહિ. વળી આવા સાર્વજનિક ફંડના હીસાબ પણ નિયમિત વખતે

બ્હાર પડવા જ જોઇયે, કે જેથી કોઇને પણ તેમાં મદદ કરતાં આંચકો આવે નહિ.

કેળવણી ફંડ પણ અભ્યાસ માટે રકમો ધીરીને, તથા બીજી અનેક રીતે ઉપયોગી સેવા અગાઉ બજાવી છે. હજી પણ તેવી સેવા તે બજાવે છે કે નહિ તે જાણવાને, રિપૉર્ટને અભાવે, કાંઇ સાધન નથી. વળી તેના કાર્યવાહકોને એક નમ્ર સૂચના કરવાની કે, અમુક વખતે, અમુક સંજોગોને લીધે, અમુક કામ ઉપાડી લેવાનું યોગ્ય ધારવામાં આવ્યું હોય, તે કામ સંજોગો બદલાતાં પણ ચાલુ જ રાખવાની કાંઇ જરૂર નથી. તેમની પાસે જે પૈસા હોય તેનો ઉત્તમોત્તમ ઉપયોગ શી રીતે થઇ શકે તેમ છે, તે તરફ એમણે ખાસ લક્ષ આપાવની જરૂર છે.

આશા છે, કે નાતના કેળવણી ફંડોને ધનવાનો તરફથી સારી મદદ મળ્યાં કરશે, અને તે ફંડો કેળવણીના વધારા માટે ઉપયોગી કાર્ય કર્યા કરશે.

---

## ત્રિમાસિકના ગ્રાહકોને ભેટ.

આ અંક સાથે આ પત્રનું નવમું વર્ષ ખલાસ થાય છે. ગયે વર્ષે દીવાળી વખતે અમારા તરફથી એક ભેટનું પુસ્તક આપવામાં આવ્યું હતું. આ વર્ષે પણ ભેટનું પુસ્તક દીવાળી ઉપર સૌ ગ્રાહકોને વી પી. થી મોકલવામાં આવશે. આશા છે કે સૌ તેનો સ્વીકાર કરી ઉપકૃત કરશે.

વ્યવસ્થાપકો,

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.**

---

## ચર્ચાપત્રો.*

૧. રા. બલવંતરાયે એક લંબાણ ચર્ચાપત્ર લખ્યો છે તેમાં તેઓ સુરત, ભરૂચ, આમોદ, અમદાવાદ અને જુનાગઢનાં પંચોના જ્ઞાતિ ફંડોના તેમજ કેળવણી ફંડના હિસાબ છેવટના કઇ સાલ સુધીના બહાર પડયા છે તે જાણવા માંગે છે. તેમજ સદહું હિસાબોની નકલ જો છપાઇ હોય તો દરેક જ્ઞાતિબંધુને તે પહોંચાડવામાં આવે છે કે કેમ?

૨. રા. મણીલાલ જાણવા માંગે છે કે ભરૂચની જ્ઞાતિ તરફથી શ્રીમદ્ શંકરાચાર્યની પધરામણી દેશાઇજીની હવેલીમાં થઇ હતી અને તે વખતે નાત તરફથી અમુક રકમ ભેટ મૂકાઈ હતી-તે જ્ઞાતિ પંચ ભરીને તેમની મંજુરી સેક્રેટરી સાહેબે લીધી હતી કે? પંચ કયારે ભેગું થયું હતું અને કોણ કોણ ગૃહસ્થો હાજર હતા? આનો ખુલાસો ત્રિમાસિકદ્વારા ભરૂચ જ્ઞાતિ પંચના સેક્રેટરી સાહેબ કરશે તેવી આશા છે.

---

## નાતના ખબર અંતર.

### નીમણુક, ફેરબદલી વગેરે.

—રા. પ્રાણલાલ કીરપારામ દેશાઇ બી. એ. ને એક મહિનાને માટે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજનો જાતિ અનુભવ મેળવવા સરકારે મોકલ્યા હતા.

---

* આશા છે કે લાગતાવળગતાઓ આ બન્ને ચર્ચાપત્રોના ખુલાસા અમને મોકલી આપશે તો પ્રકટ કરીશું. ત્રિ. ઑ.

—રા. હરિપ્રસાદ ડાહ્યાભાઇ છત્રપતિ બી. એ. ને મુંબઈની સેકંડરી ટીચર્સ ટ્રેનિંગ કૉલેજમાં, એક માસ, અનુભવ લેવા મોકલવામાં આવ્યા હતા.

—રા. કલ્યારાય મજરાય દેસાઈ, શેઠ ચીનુભાઇની મિલમાં રૂ. ૪૫) ને પગારે આસિ. મેનેજર નિમાયા છે.

—રા. ભગવંતરાય ચિમનલાલ દેસાઇ, નેટીવ ઈન્સ્ટીટ્યુશનના આસિ. માસ્તર નિમાયા છે

—રા. ઇશ્વરલાલ ગોવિંદલાલ લાખીયા, પોસ્ટખાતામાં, અને રા. ત્રીકમલાલ લલ્લુભાઇ દેસાઈ પોલીસખાતામાં ખાસ ડ્યુટી ઉપર બસરા ગયા હતા, તે ત્યાંથી પાછા આવી પહોંચ્યા છે. લડાઈની સમીપ એમનાં કાર્ય જોખમદારીવાળાં હોવા જ જોઇએ તેઓ ત્યાંથી સુખરૂપ પાછા ફર્યા માટે સર્વને આનંદ થશે.

—અમદાવાદમાં કૉલેરા પૂર જોસમાં ફાટી નિકળ્યો હતો, તેની શાંતિ માટે અમદાવાદની નાત તરફથી ઉધરાણું કરીને હવન કરવામાં આવ્યો હતો, તથા તેને અંગે નાતનું જમણ પણ કરવામાં આવ્યું હતું.

—રા. કલ્યાણરાય ગોવિંદરાય ઠાકોર ચાંદોદ પાસેના ઑરીમાદ સ્ટેટના મેનેજર નીમાયા છે.

—રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ. નો પગાર રૂ ૨૦૦) થયો છે.

—રા કૃષ્ણલાલ ચંદુલાલ ઠાકોર મુંબઇની સર શાપુરજી ભરૂચા મીલની ઑફીસમાં રહ્યા છે.

—રા. છગનલાલ માધવલાલ ઠાકોર મુંબઇની મોરારજી ગોકળદાસની મીલ કું. લી. ની ઑફીસમાં રૂ. ૬૦) ના પગારથી રહ્યા છે.

—રા. મણીલાલ પ્રાણલાલ દેસાઇની નીમણુંક હાવા ડીસ્ટીલરીમાં રૂ. ૫૦) ના પગારથી થઈ છે.

—રા. બલવંતરાય નરભેરામ દેસાઇની બદલી સુરતથી અંકલેશ્વરની સબજડજ કોર્ટમાં થઇ છે.

—રા. ધનવંતરાય સાકરલાલ બી. એ. ની મુંબઇની રૉબર્ટ મની સ્કુલમાં રૂ. ૫૦) ના પગારે નીમણુંક થઇ છે.

—રા. મણીલાલ કલ્યાણરાય ઠાકોર બી. એ ની નીમણુંક નડીયાદ સરકારી હાઈસ્કુલમાં રૂ. ૫૦) ના પગારથી થઈ છે.

—ડૉ. વૈકુંઠલાલ મણીલાલ દેસાઇને અજમેર રૅલ્વે હૉસ્પીટલમાં રૂ. ૧૦) નું પ્રમોશન મળ્યું છે.

—રા. સાકરલાલ ભોગીલાલ બારડોલી અવલકારકુનની બદલી સુરત એકાઉન્ટ ઑફીસમાં ડૅપ્યુટી એકાઉન્ટન્ટ તરીકે થઇ છે.

## જાહેર પ્રવૃત્તિ.

—ઑ. મી. ચીમનલાલ હરિલાલ સેતલવાડ હિંદી સરકારની ધારા સભાના વધારાના સભાસદ નિમાયા છે. વળી અમદાવાદમાં મળનારી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખ તરિકે પણ તેમની ચુંટણી થઇ છે.

—અમદાવાદમાં મળનાર પ્રાંતિક પરિષદના સામાન્ય મંત્રિઓ તરિખે રા. કૃષ્ણલાલ નરસીંહલાલ દેસાઇ તથા રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ નિમાયા છે. રા. કુલશંકર સુંદરલાલ દેસાઇ વૉલંટીયરના કેપ્ટન નિમાયા છે.

—અમદાવાદમાં મળનાર સંસાર સુધારા પરિષદના ઉપ-પ્રમુખ તરિખે રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ તથા સેક્રેટરી તરિખે ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ નિમાયા છે.

—અમદાવાદના મહિલા મંડળમાં રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈએ "આપણી રાજ્ય વ્યવસ્થા" વિષે ભાષણ આપ્યું હતું.

—ડૉ. બળવંતરાય નરસિંહલાલ કાનુગા અમદાવાદ સેનીટરી એસાસીએશનના સેક્રેટરી નિમાયા છે, તથા ડૉ. મણીલાલ ગંગાદાસ રિટાયર્ડ સીવીલ સર્જન તેના ચૅરમૅન નિમાયા છે.

—રા. જીવણલાલ હરિપ્રસાદ દિવાને, મુંબાઇના ના. ગવર્નરે બોલાવેલી કેળવણી માટેની કૉન્ફરન્સમાં, આમંત્રણથી હાજરી આપી હતી

—રા. બળવંતરાય પરમોદરાય ઠાકોર કેળવણી પરિષદ માટેની પાઠ્ય પુસ્તક Text Book કમિટીમાં નિમાયા છે

—રા. રમણીકરાય જાદવરાય ઠાકોર વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયમાં અઠવાડીયાના અમુક કલાક વિના મુલ્યે શીખવે છે.

—ડૉ. ચંદુલાલ મણીલાલ તથા રા. બાબારાવ જીવણલાલ, બેલગામ પ્રાં. કૉન્ફરન્સમાં પ્રતિનિધી તરિકે ગયા હતા.

—રા. શ્રીપતરાય જાદવરાયને વડોદરા મ્યુનિસીપાલીટી તરફથી લોકલબૉર્ડના પ્રતિનીધી તરીકે ચુંટી કાઢવામાં આવ્યા છે.

—ધી ભરતખંડ મીલના આગલા એજંટ શે. કેવળદાસ ધુળચંદ ઉપર ચોપડા તપાસવા સબંધી, તથા ગેરવ્યવસ્થા સબંધી, શેરહોલ્ડરના હિતાર્થે રા. સાકરલાલ બુલાખીદાસે દાવો માંડયો હતો તેમાં તેઓ મુંબાઇ હાઇકૉર્ટમાં જીત્યા છે. આથી તેમણે શેરહોલ્ડરોની ખરી સેવા કરી છે.

—વસન્તના અષાઢ અને શ્રાવણના અંકોમાં રા. હરરાય અમુલખરાય દેસાઇએ "હિંદુ પ્રજાનો આત્મઘાત" એ વિષય ઉપર ઘણોજ મનન યોગ્ય લેખ લખ્યો છે. એમાં વૈષ્ણવ, બ્રહ્મ, અને શંકરાચાર્ય ધર્મના ગુરૂઓ હાલમાં કેવા કર્તવ્ય વિમુખ થયા છે, તથા એક વખતે જે ધર્મો ઘણા

પૂજ્ય હતા તે અત્યારે કેવી સ્થિતિમાં આવ્યા છે, અને પરિણામે આખી પ્રજા કેવી રીતે વિનાશને રસ્તે ચઢી ગઇ છે, તેનો સારો ચિતાર આપ્યો છે. આ લેખ જ્ઞાતિ જનોને વાંચવા આગ્રહ છે.

—ડૉ. જમીયતરામ ભૂપતરાયે ડાકોરમાં કોલેરા ફાટી નિકળ્યો તે વખતે પોતાની ખાસ ફરજો ઉપરાંત સમાજ સેવાની દૃષ્ટીએ ઘણું ઉપયોગી કામ કર્યું હતુ.

—રા. ગુણવંતરાય પીરજલાલે યુવકમંડળમાં "આરોગ્ય" વિષે લેખ વાંચ્યો હતો.

—રા. રમણીકરાય જાદવરાવ ઠાકોરે "નાદારોનો કાયદો" એ નામનું પુસ્તક અંગ્રેજીમાં બ્હાર પાડયું છે.

—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇનું "પુસ્તકાલય" એ નામનું પુસ્તક બુકસેલર સાકરલાલ બુલાખીદાસે બ્હાર પાડયું છે.

—રા. બાબારાવ ગણપતરાવને લેખક મંડળમાં આવતા જોઇ હર્ષ થાય છે ચોરાસતી યાને સાધુ કુલશેખર અલવારનું તામીલ ભાષામાં એક ભજન છે, તેના ઇંગ્રેજી અનુવાદ ઉપરથી, બુદ્ધિપ્રકાશના ઓ. ૧૯૧૬ ના અંકમાં તેમણે તેનું સુંદર ભાષાંતર કર્યું છે.

—અમદાવાદ વનિતાવિશ્રામ તરફથી મહર્ષી દાદાભાઈ નવરોજીની ૯૨ મી વર્ષગાંઠ નિમિત્ત જયંતિ ઉજવવામાં આવી હતી, તે પ્રસંગે સૌ. રૂક્ષ્મણી બ્હેન, સૌ. દેવમણી ઠાકોરલાલ, ગં. સ્વ. પદ્માવતી તથા ગં. સ્વ. સુલોચના બ્હેને પ્રસંગને અનુસરતા ભાષણો કર્યા હતાં.

—લડાઈના વાર્ષિક દિવસ નિમિત્તે અમદાવાદની નાતના પંચે પ્રાર્થના કરવાનો તથા હરિકીર્તન કરાવવાનો ઠરાવ કર્યો હતો. તેને અનુસરીને તે દિવસે સવારે નાગાબાવાના મંદિરમાં પ્રાર્થના વગેરે કરવામાં આવ્યું હતું. અને તેની ખબર ગવર્નર સાહેબના પ્રાઇવેટ સેક્રેટરીને, ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબને તથા અમદાવાદ જીલ્લાના કલેક્ટર સાહેબને આપવામાં આવી હતી. તેના જવાબમાં તે સઘળા સાહેબોએ બ્રિટીશ રાજ્યનો વિજય ઈચ્છવા માટે પ્રાર્થના કરવા સારૂ, આપણી નાતના ઉપકાર માનનારા પત્રો નાતના પંચના સેક્રેટરી રા. છોટાલાલ હરીલાલ ઉપર લખ્યો છે

—નવજીવન અને સત્ય નામના અકટોબર માસના અંકમાં પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનો "ગાંઠી ગુજરાત" નામનો લેખ પ્રસિદ્ધ થયો છે આ લેખ વાંચવા દરેક જ્ઞાતિ બંધુઓને અમારો ખાસ આગ્રહ છે.

—રા. નટવરલાલ ગોવિંદલાલ મજમુદાર એમ. એ. ને સોલાપુર ડીસ્ટ્રીક્ટ કલાસ એજ્યુકેશન કમિટીના મેમ્બર નીમવામાં આવ્યા છે.

—રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજીના પ્રયાસથી ભરૂચમાં અંગ્રેજી શીખવવા સારૂ એક નાઇટસ્કુલ ગયા જુન માસથી ઉઘાડવામાં આવી છે.

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. જયાગૌરી છગનલાલ કાનુંગા | ને | પુત્રી | મુંબઈ |
| સૌ. ચંદ્રમણી ઠાકોરલાલ ગોવિંદલાલ લાખીયા | ને | પુત્ર | અમદાવાદ. |
| સૌ. ધનલક્ષ્મી ચીમનલાલ નરભેરામ ઠાકોર | ને | „ | „ |
| સૌ. ધનવિદ્યા નટવરલાલ પ્રાણશંકર | ને | „ | „ |
| સૌ. હંસગૌરી શંકરલાલ હરીલાલ | ને | „ | „ |
| સૌ. ચંચુબ્હેન નટવરલાલ હરીલાલ | ને | „ | „ |
| સૌ. બાળાગૌરી નરહરીલાલ બળવંતરાય | ને | પુત્રી | ભરૂચ. |
| સૌ. ભાનુમતી લલ્લુભાઇ દેસાઇ | ને | „ | આમોદ. |
| સૌ. ધનગૌરી ગુણવંતરાય માણેકલાલ (ન્હાનો સાચ) | ને | „ | „ |
| સૌ. સંતગૌરી ચીમનલાલ ત્રીકમલાલ „ | ને | | „ |
| સૌ. મણગૌરી રામચંદ્ર જીવનલાલ „ | ને | પુત્રી | લીંબડી. |

## મરણ.

| | રોગ | ઉ. વ. | સ્થળ. |
|---|---|---|---|
| ગં. સ્વ. ઇચ્છાલક્ષ્મી | ઘડપણ | ૬૮ | અમદાવાદ. |
| ધીરજલાલ બલવંતરાય દેસાઇ. | ત્રીદોશ | પ૨ | „ |
| મોતીલાલ છગનલાલનાં બાળક પુત્ર અને પુત્રી (જોડીયા) | | | „ |
| નટવરલાલ પ્રાણશંકરનો બાળક પુત્ર | તરત જન્મેલો | | „ |
| મોતીલાલ અમુલખરાયની પુત્રી | | ૮ માસ | „ |
| કૃષ્ણલાલ ગણપતરામની „ | | ૨ | „ |

## લવાજમની પહોંચ.

| | |
|---|---|
| ત્રીકમનાથ હરીનાથ ઠાકોર | ભરૂચ |
| રમણીકલાલ અમુલખરાય દેસાઈ | નડીયાદ |
| ઇશ્વરલાલ ગોવિંદલાલ મજમુદાર | અમદાવાદ. |